# નબુવ્વતના જૂઠા દાવેદારો

## અને

# કાદિયાની મઝહબ




લેખક : મુનાઝિરે એહલે સુન્નત, માહિરે રઝવીયાત,

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસ્રૂફ" (બરકાતી-નૂરી)**

# નબુવ્વત ના જૂઠા દાવેદારો અને કાદીયાની મઝહબ

**-: લેખક :-**


**ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવીયાત,**

**હઝરત અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની**

**“મસ્રૂફ” (બરકાતી - નૂરી)**


**-: પ્રકાશક :-**


મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા

ઈમામ અહમદ રઝા રોડ, મેમણવાડ.

પોરબંદર. (ગુજરાત)











| | | |
|---|---|---|
| કિતાબ નું નામ | : | “નબુવ્વત ના જૂઠા દાવેદારો અને કાદીયાની મઝહબ” |
| લેખક | : | ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની “મસ્રૂફ” (બરકાતી - નૂરી) |
| કમ્પોઝિંગ | : | હાફિઝ ઇમરાન હબીબી (મરકઝ-પોરબંદર) |
| પ્રુફ રિડીંગ | : | હાજી શબ્બીર અબ્દુસ્સત્તાર હમદાની |
| આવૃતિ | : | પહેલી |
| પ્રત | : | ૧૧૦૦ |
| પ્રકાશન વર્ષ | : | ઓક્ટોબર - ૨૦૧૨ |

**-: પ્રાપ્તિ સ્થાન :-**

- **મક્તબ-એ-રઝા**
  **ગોપી પુરા, મેન રોડ, સૂરત. ૧**
- **મક્તબ-એ-રઝા**
  **૫૨, ડોન્ટેડ સ્ટ્રીટ, ખડક, મુંબઈ. ૦૯**

# "અનુક્રમિકા"

| નં. | વિષય | પેઇજ નં. |
|---|---|---|
| ૩૮. | શહીદે કરબલા, ઇમામ હુસૈન ની તૌહીન. | ૧૩૭ |
| ૩૯. | કુરઆન મારા મોઢા ની વાતો છે. | ૧૪૦ |
| ૪૦. | કુરઆન શરીફ માં કાદીયાન નું નામ. | ૧૪૩ |
| ૪૧. | મિર્ઝા કાદીયાની ની તસ્વીર (ફોટો) | ૧૪૮ |
| ૪૨. | પચાસ ના પાંચ કરી નાખ્યા. | ૧૪૯ |
| ૪૩. | લાહોર થી દારૂ મંગાવ્યો. | ૧૫૧ |
| ૪૪. | ક્યારેક ક્યારેક ઝના (વ્યભિચાર) | ૧૫૪ |
| ૪૫. | સ્ત્રીઓ પાસે થી હાથ-પગ દબાવવા. | ૧૫૭ |
| ૪૬. | જૂઠો નબી ફિલ્મ જોવા થીએટર માં. | ૧૫૯ |
| ૪૭. | અજ્ઞાનતા ની પરાકાષ્ટતા. | ૧૬૧ |
| ૪૮. | મિર્ઝા કાદીયાની ની ખોટી ઠરેલી આગાહીઓ. | ૧૬૪ |
| ૪૯. | આગાહી નં. ૧- હું મક્કા અથવા મદીના માં મરીશ. | ૧૬૫ |
| ૫૦. | આગાહી નં. ૨- ઇસાઈ પાદરી પંદર મહીના માં મરી જશે. | ૧૬૬ |
| ૫૧. | આગાહી નં. ૩- ડો. હકીમ ખાન ૪, ઓગષ્ટ-૧૯૦૮ પહેલાં મરી જશે. | ૧૭૦ |
| ૫૨. | શારિરીક ખોડખાપણ અને પાર્થિવ રોગિષ્ટ મિર્ઝા. | ૧૭૪ |
| ૫૩. | મિર્ઝા કાદીયાની નો કરૂણ અંજામ અને ઇબ્રતનાક મૌત. | ૧૭૯ |
| ૫૪. | મિર્ઝા ની મૌત ની આગલી રાત્રે શું થયું ? | ૧૮૦ |
| ૫૫. | મિર્ઝા કેવી રીતે મરણ પામ્યો ? | ૧૮૨ |
| ૫૬. | મિર્ઝા ની લાશ નું શું થયું ? | ૧૮૩ |





# "પ્રસ્તાવના"

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ نحمدہ ونصلی علی رسولہ الکریم

દારૂલ ઉલૂમ-દેવબંદ ના સ્થાપક મોલ્વી કાસિમ નાનોત્વીએ સન. હિજરી - ૧૨૯૦ માં "તેહઝીરૂન્નાસ" નામ ની કિતાબ લખી અને તેમાં લખ્યું કે :-

'' اگر بالفرض بعد زمانۂ نبوی ﷺ کوئی نبی پیدا ہو، تو پھر بھی خاتمیت محمدیؐ میں کچھ فرق نہ آئیگا۔''

(حوالہ :۔ ''تحذیر الناس''۔ مصنف :۔ مولوی قاسم نانوتوی۔ ناشر :۔ دار الکتاب دیوبند۔ یو۔ پی۔ صفحہ نمبر:۴۳)

**ગુજરાતી અનુવાદ :-**

"જો ધારી લો કે નબી સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના ઝમાના પછી કોઈ નબી પૈદા થાય, તો પણ ખાતેમિયતે મુહમ્મદી (અંતિમ નબી) હોવા માં કોઈ ફરક નહીં પડે."

(હવાલો :- "તેહઝીરૂન્નાસ", લેખક :- મોલ્વી કાસિમ નાનોત્વી, પ્રકાશક દારૂલ કિતાબ - દેવબંદ (યુ.પી) પેઇજ નં. ૪૩)

ઉપરોક્ત ઇબારત દ્વારા વહાબી દેવબંદી વર્ગ ના પેશ્વા મોલ્વી કાસિમ નાનોત્વી એવી વિચારધારા વ્યક્ત કરે છે કે મઆઝલ્લાહ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના યુગ પછી પણ જો કોઈ નબી આવી જાય, તો પણ હુઝૂર સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના અંતિમ નબી હોવા માં કોઈ તફાવત નહીં પડે. આ રીતે દેવબંદી વર્ગ ના પેશ્વાએ નબુવ્વત નો બંદ દરવાઝો ખટખટાવ્યો અને ખોલવાનો

પ્રયત્ન કર્યો અને તેનો ગેરલાભ કાદીયાની ફિર્કા નો સ્થાપક મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની લઈ ગયો. મિર્ઝા કાદીયાની એક વિકૃત માનસ ધરાવનાર અને જીજ્ઞાસા વૃતિની સીમાઓ ઓળંગનાર વ્યક્તિ હતો. તેને મઝહબી રહેનુમા અને સામાજિક લીડર બનવાનો ધખારો હતો. કંઇક નવીન કરૂં અને કંઇક નવીન કરી બતાવું ની વૃતિ તેના સ્વભાવ માં હતી. મારૂં મઝહબી સ્થાન સૌથી અનેરૂં અને અદ્વીતીય હોય અને મારો સમોવડીયો કોઈ હોય જ નહીં, જેથી ધર્મગુરૂઓ માં હું સર્વોચ્ચ સ્થાને આરૂઢ રહું, તેવી લાલસા તેના મનમાં હતી. જેથી તેણે વલીયો, સૂફીઓ અને કુતુબો ના સમકક્ષ બનવાના બદલે વિલાયત અને કુતબિયત થી પણ ઉંચા મરતબા એટલે કે નબુવ્વત અને રિસાલત ના સિંહાસને બિરાજમાન થવા છલાંગ લગાવી અને દેવબંદી વર્ગ ની વિચારસરણી ને આધાર બનાવી ને સૌ પ્રથમ એવી જાહેરાત કરી કે નબુવ્વત નો દરવાઝો બંધ નથી થઈ ગયો, બલ્કે હવે પણ એટલે કે **હુઝૂરે અક્દસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ પછી પણ નબી ના આગમન ની શક્યતા ને પૂરેપૂરો અવકાશ છે.

મિર્ઝા કાદીયાની એ પોતાનો ધ્યેય સિધ્ધ કરવા એક વ્યવસ્થિત યોજના હેઠળ ક્રમેક્રમે નવીન જાહેરાતો કરવા માંડી અને અંતે તેણે પોતાનું નબી હોવાનું જાહેર કરી દીધું. મિસમેરીઝ વિદ્યા દ્વારા તેણે વિશાળ સંખ્યા માં લોકો ને સંમોહિત કરી નાખ્યા અને એક નવો અને મહા ફિત્નો સ્થાપિત કરી દીધો.

મિલ્લતે ઇસ્લામિયા ની એકતા અને અખંડિતતા ને છિન્ન-ભિન્ન કરી નાખવાના મલીન ઇરાદા થી અંગ્રેજો એ મિર્ઝા કાદીયાની ની ભરપૂર આર્થિક સહાય અને એટલી હદે સમર્થન





આપ્યું કે જંગલ માં લાગેલા દાવાનળ માફક કાદીયાની ફિત્નો મિલ્લતે ઇસ્લામિયા ને પોતાની લપેટ માં લઈને લોકો ના ઈમાનો ને ભસ્મીભૂત કરવા લાગ્યો. અનેક ભોળા અને અજ્ઞાન લોકો મિર્ઝા કાદીયાની ની પ્રપંચી જાળ માં ફસાઈ ને ઈમાન થી હાથ ધોઈ બેઠા. સોના અને ચાંદી ના સિક્કાઓ ના ચકળાટ થી અંજાઈ જઈ ને અનેક લોકો સત્યના પ્રકાશ ના બદલે ગુમરાહિયત ના અંધકાર ના માર્ગે ચાલી નિકળ્યા.

તેવા કપરા સમય માં એહલે સુન્નત વ જમાઅત ના હકપરસ્ત મહાન આલિમો મેદાન માં આવ્યા અને કાદીયાની ફિર્કા ના ધસમસતા પ્રલય સ્વરૂપી પુર ને આગળ વધતો અટકાવવા લોખંડ ની અડીખમ દીવાલ બનીને લોકોને તણાતા બચાવ્યા. કુરઆન અને હદીષ ની મઝબૂત દલીલો દ્વારા મિર્ઝા કાદીયાની ના બાતિલ મઝહબ ની પોકળતા અને વિચીલતતા પુરવાર કરીને લોકોને ચેતવ્યા, જાગૃત કર્યા અને ગુમરાહ થવા થી બચાવ્યા.

કાદીયાની મઝહબ ના ગંદા અકીદાઓ થી ખરડાવવા થી કૌમે મુસ્લિમ ને બચાવવા ની કામગિરી બજાવનારા ઔલોમા-એ-એહલે સુન્નત માં **મુજદ્દિદે-દીનો-મિલ્લત, આ'લા હઝરત, ઇમામે એહલે સુન્નત ઇમામ અહમદ રઝા મોહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો અન્હો નું મુબારક નામ સૌથી ટોચ ઉપર છે. આ'લા હઝરતે તન-મન અને ધન થી કાદીયાની ફિર્કા નો મુકાબલો કરેલો. આપે સ્વંય અનેક કિતાબો, ફત્વાઓ અને તકરીરો દ્વારા કાદીયાની મઝહબ ના ગંદા અને બાતિલ અકીદાઓ થી સુન્નીઓ ને ચેતવ્યા અને તે ઉપરાંત પોતાના શાગિર્દો અને ખલીફાઓ ની ટીમ ને કાદીયાની ફિર્કા ના મુકાબલા માટે મૈદાન

માં ઉતારી. જેમણે રાત-દિવસ કાર્યરત રહીને સુન્નીઓ ના ઈમાન ની સુરક્ષા ની મહાન સેવા અંજામ આપી અને લોકો સમક્ષ હક્ક (સાચા) અને બાતિલ (ખોટા) વચ્ચે નો સાચો તફાવત જાહેર કરીને કાદીયાની ફિર્કા ના ચીંથરા ઉડાડી નાખ્યા.

આ'લા હઝરત **ઇમામ અહમદ રઝા ખાં** મુહદ્દિષ બરેલ્વી રદીઅલ્લાહો અન્હો એ કાદીયાની ફિર્કા ના રદ (ખંડન) માં નીચે મુજબ ની અજોડ અને ઐતિહાસિક કિતાબો લખેલી :-

"جَزَاءُ اللّٰهِ عَدُوَّهٗ بِاِبَائِهٖ خَتْمِ النُّبُوَّةِ" (سنہ ۱۳۱۷ھ)

"જઝાઉલ્લાહે-અદુવ્વહ-બે-ઇબાએહિ-ખત્મીન્નબુવ્વહ" (સન હિજરી - ૧૩૧૭)

"اَلسُّوْءُ وَالْعِقَابِ عَلَی الْمَسِیْحِ الْکَذَّابِ" (سنہ ۱۳۲۰ھ)

"અસ્સૂઓ-વલ-એકાબે-અલલ-મસીહિલ-કઝ્ઝાબે" (સન હિજરી - ૧૩૨૦)

"قَهْرُ الدَّیَّانِ عَلٰی مُرْتَدٍّ بِقَادِیَانِ" (سنہ ۱۳۲۳ھ)

"કહરૂદ-દય્યાને-અલા-મુરતદે-બે-કાદીયાન" (સન હિજરી - ૧૩૨૩)

"اَلْمُبِیْنُ خَتْمَ النَّبِیِّیْنَ" (سنہ ۱۳۲۶ھ)

"અલ-મુબીન-ખત્મન્નબીય્યીન" (સન હિજરી - ૧૩૨૬)





"اَلْجَرَازُ الدَّیَّانِیْ عَلَی الْمُرْتَدِّ الْقَادِیَانِیْ" (سنہ ۱۳۴۰ھ)

"અલ-જરાઝુદ-દય્યાની-અલલ-મુર્તદિલ-કાદીયાની" (સન હિજરી - ૧૩૪૦)

ઉપર મુજબ ની કુલ પાંચ (૫) કિતાબો આ'લા હઝરત ઇમામ અહમદ રઝા એ કાદીયાની ના રદ માં લખેલી છે. ઉપરાંત સન હિજરી - ૧૩૨૩ માં આ'લા હઝરતે મક્કા અને મદીના ના મહાન આલિમો ની ખિદમત માં ઇસ્તેગાષા (ફરિયાદ) રૂપે જે ફત્વો પુછેલો, જેમાં બારગાહે રિસાલત ના વહાબી-દેવબંદી મુલ્લાઓ ની કિતાબો ની કુફ્રી અને ગુસ્તાખી-એ-રસૂલ ઉપર આધારિત ઇબારતો અંગે જે ફત્વો પૂછેલો તેમાં આ'લા-હઝરતે વહાબી-દેવબંદી મુલ્લાઓ ની કુફ્રી ઇબારતો ના સંગાથે મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ની કિતાબો ની કુફ્રી ઇબારતો અંગે પણ સવાલ પૂછેલો છે. જેનું વિસ્તાર પુર્વક નું વર્ણન **"અલ-મુસ્તનદુલ-મોઅતમદ"** અને **"હુસ્સામુલ-હરમૈન-અલા-મનહરિલ-કુફ્રે-વલ-મયન"** માં છે. ઇમામ અહમદ રઝા બરેલ્વી ના સવાલ ના જવાબ માં મક્કા અને મદીના ના મહાન આલિમો એ અન્ય ગુસ્તાખે રસૂલ માટે જે શરઈ હુક્મ લખેલો, તે શરઈ હુક્મ મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની માટે પણ લખ્યો અને ત્યાં સુધી ફરમાવ્યું કે **"મન-શક્કા-ફી-અઝાબેહી-વ-કુફ્રેહિ-ફ-કદ-કફરા"** એટલે કે "જે તેના અઝાબ અને કુફ્ર (એટલે કે કાફિર હોવા માં) માં શંકા કરે, તે પણ કાફિર છે."

ઇમામ અહમદ રઝા મુહદ્દિષ બરેલ્વી રદીઅલ્લાહો અન્હો

ની નિઃસ્વાર્થ ઝુંબેશે કાદીયાનીયત ની કમર તોડી નાખી અને તે ફિત્ના ની આંધી નો તૂફાન મહદ અંશે શાંત પડ્યો.

ઇમામ અહમદ રઝા બરેલ્વી ની કાદીયાનીયત ના ફિત્ના વિરૂધ્ધ ની ઝુંબેશ માં માથે કફન બાંધી ને મૈદાન માં કૂદી પડનારા મહાન સુન્ની આલિમો અને વિદ્વાનો ની નામાવલી ઘણી લાંબી છે. અહીં મહત્વ ના નામો વાંચકોની જાણકારી માટે પ્રદાન કરવા માં આવે છે.

- હામિયે મિલ્લત, ફાતહે કાદીયાન, **હઝરત પીર સૈયદ મહર અલી શાહ ગોલરવી**
  (ઇન્તેકાલ :- સન હિજરી - ૧૩૫૬)
- અમીરે મિલ્લત, ફાઝિલે જલીલ, **હઝરત પીર સૈયદ જમાઅત અલી શાહ અલીપૂરી**
  (ઇન્તેકાલ :- સન હિજરી - ૧૩૭૦)
- મુનાઝિરે એહલે સુન્નત, આલિમે નબીલ, **હઝરત અલ્લામા, મૌલાના ગુલામ દસ્તગીર કુસૂરી**
  (ઇન્તેકાલ :- સન હિજરી - ૧૩૧૫)
- શેહઝાદ-એ-આ'લા હઝરત, હુજ્જતુલ ઇસ્લામ, **હઝરત અલ્લામા મુફ્તી હામિદ રઝા ખાં સાહબ**
- ખલીફ-એ-આ'લા હઝરત, મુજાહિદે દોરાં, **હઝરત અલ્લામા વ મૌલાના અબૂલ હસનાત સૈયદ મુહમ્મદ અહમદ કાદરી**
- માહિરે ઉલૂમે કદીમા-વ-જદીદા, સાહિબે તસાનીફે કષીરા, **હઝરત મૌલાના પ્રોફેસર મુહમ્મદ ઇલ્યાસ બર્ની**

*(રદીઅલ્લાહો તઆલા અન્હુમ અજમઈન વ અન્ના)*



પ્રોફેસર ઇલ્યાસ બર્ની સાહેબે કાદીયાની ફિર્કા ના ખંડન માં એક દળદાર કિતાબ **"કાદીયાની-મઝહબ"** ઉર્દૂ ભાષા માં લખેલી છે. આ કિતાબ બાર સો (૧૨૦૦) પેઇજ ઉપર આધારિત છે અને આ કિતાબ માં કાદીયાની ફિર્કા ની લગભગ એક સો પચાસ (૧૫૦) કિતાબો ના હવાલાઓ દ્વારા કાદીયાની મઝહબ ના શીશ મહેલ ને ઝમીન દોસ્ત કરી નાખ્યો છે. આ કિતાબ એટલી બધી આધારભૂત અને સચોટ છે કે સન હિજરી ૧૩૫૨ એટલે કે લગભગ ઍંશી (૮૦) વર્ષ પહેલાં લખેલી આ કિતાબ નો વિશ્વભર ના કાદીયાની લોકો ભેગા થઈને પણ જવાબ નથી આપી શક્યા અને ઇન્શાઅલ્લાહ કયામત સુધી જવાબ નહીં આપી શકે.

આ કિતાબ ની વિશ્વસનીયતા નો પુરાવો એ વાત થી પણ મળી રહે છે કે વર્તમાન યુગ માં વહાબી-દેવબંદી વર્ગ તરફ થી કાદીયાની ફિર્કા ના ખંડન માં કોઈ સાહિત્ય પ્રગટ કરવા માં આવે છે, તો કાદીયાની ફિર્કા ના ખંડન માં **પ્રોફેસર ઇલ્યાસ બર્ની** ની લખેલી કિતાબ **"કાદીયાની-મઝહબ"** ને જ આધાર બનાવી ને તે કિતાબ ના સૌજન્ય થી જ કાદીયાની ફિર્કા નું ખંડન લખવા માં આવે છે. પણ બુરૂં થાય પક્ષપાતી નિતી અને ઇર્ષા ની અગ્નિ નું કે પ્રોફેસર ઇલ્યાસ બર્ની ની વર્ણનીય કિતાબ માં થી વહાબી-દેવબંદી લેખકો ખુલ્લમ-ખુલ્લા તડફંચી કરે છે. ત્યાં સુધી કે વિષય નો હેડીંગ પણ અક્ષરસ નકલ કરે છે. પણ પ્રોફેસર ઇલ્યાસ બર્ની સાહેબ પાકા સુન્ની અકીદા ના બુઝુર્ગ હતા, એટલે સંદર્ભ હવાલા માં અલ્લામા પ્રોફેસર ઇલ્યાસ બર્ની નું નામ લખતાં વહાબી-દેવબંદી સાહિત્યકારો ને ઝાટકા લાગે છે અને પ્રોફેસર ઇલ્યાસ બર્ની

સાહેબે કરેલી કપરી મહેનત અને કાદીયાની ફિર્કા ની કિતાબો ના હવાલા નિર્દેશન ની જે કઠીન કામગિરી બજાવી છે, તેને વર્તમાન વહાબી-દેવબંદી સાહિત્યકારો અને લેખકો પોતાની મહેનત અને કામગિરી માં ખપાવવાની વ્યર્થ ચેષ્ટા કરીને સાહિત્ય તડફંચી નો અપરાધ કરી રહ્યા છે.

ખૈર ! સો (૧૦૦) વર્ષ પહેલા અસ્તિત્વ માં આવેલા મઝહબે કાદીયાની ના ફિત્ના ને **આ'લા હઝરત ઇમામ અહમદ રઝા બરેલ્વી** અને આપની સુન્ની આલિમો ની ટીમે સહચારો પ્રયત્ન કરીને કચડી નાખ્યો પણ તેના અમુક અવશેષો ક્ષીણ સ્વરૂપે બાકી રહી ગએલા. કાદીયાની ફિર્કા ના તે મૃતપાય અવશેષો ફરી આળસ મરડી ને જીવંત થયા હોય તેમ છેલ્લા દસ (૧૦) વર્ષ થી કાદીયાની ફિર્કો ફરી ઝનૂન પુર્વક દેશ માં અને ખાસ કરીને ગુજરાત માં ફેલાઈ રહ્યો છે. ઇસ્લામ ના કાયમી મહાશત્રુ યહૂદીઓ ની હુકૂમત નો દેશ અમેરિકા કાદીયાની ફિર્કા ને ભરપૂર આર્થિક અને રાજકીય સહાય અને ઓથ આપીને તેનો વ્યાપક સ્વરૂપે પ્રચાર અને પ્રસાર કરવા કટીબધ્ધ છે. આર્થિક ભીંસ, ગરીબાઈ અને દારૂણ પછાતપણા ના ભોગ બનેલા દરિદ્ર અને નિઃસહાય મજબૂર મુસ્લિમો ને આર્થિક પ્રલોભનો તથા અન્ય લાલચો આપી ને વટલાવી ને કાદીયાની બનાવવા ની પ્રવૃતિ હાલ માં અતિ વેગવંતી બની છે અને નાના નાના અને પછાત ગામડાઓ માં કાદીયાની ફિર્કા નો બહોળો પ્રચાર નાણાં ના જોરે થઈ રહ્યો છે.

જેથી અજ્ઞાન અને ભોળા મુસ્લિમો ના ઈમાન ને વર્તમાન યુગ ના કાદીયાની લુટેરાઓ દ્વારા લુંટતો બચાવવા ના નેક આશય થી કાદીયાની ફિર્કા ના ખંડન માં આ કિતાબ લખવાની





ઝરૂરત પડી છે. ગુજરાતી ભાષા ની શાયદ આ પહેલી કિતાબ છે, જેમાં કાદીયાની ફિર્કા નો સંપૂર્ણ પણે અને સામુહિક દ્રષ્ટિકોણ થી ખંડન કરવામાં આવ્યું હોય.

અલ્લાહ તઆલા તેના મહેબૂબે આઝમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના સદકા માં આ કિતાબ ને મકબૂલે-આમો-ખાસ બનાવી તેનો સાચો લાભ મુસ્લિમો ઉઠાવે, તેવી મહેરબાની ફરમાવે અને મુસલમાનો ના ઈમાનો નું રક્ષણ કરે અને મારા માટે આ કિતાબ નજાત નો ઝરીયો બનાવે. આમીન.

ખાનકાહે આલિયા કાદરિયા બરકાતિયા - મારેહરા શરીફ
અને
ખાનકાહે રઝવીયા-નૂરિયા-બરેલી શરીફ
નો અદના સવાલી

પોરબંદર
તા : ૭, ઝિલહિજ્જહ
સન હિજરી ૧૪૩૩
પ્રમાણે
તા : ૨૪-૧૦-૨૦૧૨
બુધવાર



# હુઝૂરે અકદસ માટે
# "અંતિમ નબી હોવાનો અકીદો"

"ખાલિકે કાએનાત", રબ તબારકા-વ-તઆલા એ કાએનાત (સૃષ્ટિ) નું સર્જન કર્યું અને અસંખ્ય સજીવ અને નિર્જીવ પેદા ફરમાવ્યા. સજીવો માં ઇન્સાન (મનુષ્ય) નું સર્જન કર્યું અને ઇન્સાન ને "અશરફુલ-મખ્લૂકાત" એટલે કે સમગ્ર સુષ્ટિનું સન્માનનીય જીવ બનાવીને મહાનતા અર્પી. ઇન્સાન ના પણ અનેક પ્રકાર છે જેમકે કાફિર, મુશરિક, મુર્તદ, મુનાફિક, યહૂદી, ઈસાઈ, અગ્નિ પૂજક, નાસ્તિક, મોમિન વિગેરે.

ઇન્સાનો ના વિવિધ પ્રકારોને મુખ્યત્વે બે (૨) ભાગ માં વહેંચી શકાય. (૧) મોમિન એટલે કે ઈમાન વાળો એટલે કે મુસ્લિમ અને (૨) ગૈર-મોમિન એટલે કે ઈમાન વિહોણો. જેમાં કાફિર, મુશરિક, વિગેરે બધા સમાવિશ્ટ થઈ ગયા.

મોમિન ઇન્સાન ના પણ અનેક પ્રકાર હોય છે. જેમકે નૈક, બદ, મુત્તકી, પરહેઝગાર, ફાસિક, ફાજિર, આલિમ, જાહિલ, મુફ્તી, મુહદ્દિષ, મુજાહિદ, નમાઝી, શરાબી, જુગારી, ઝાની, ખાઈન, અમાનતદાર, સાચો, જૂઠો, ધોકેબાઝ, દગાબાઝ, વફાદાર, સૂફી, સંત, વલી, સાલિક, અબ્દાલ, ગૌષ, કુતુબ, રસૂલ, હાદી, નબી વગેરે વગેરે. આ બધા માં સૌથી ઉચ્ચ, આદરણીય અને સન્માનનીય દરજ્જો "નબી" અને "રસૂલ" નો છે. દરેક નબી અને રસૂલ પોતાના સમયકાળ માં અતિ આદરણીય હતા. દરેક નબી અને રસૂલ ની ઉમ્મત હતી અને દરેક ઉમ્મતી પોતાના નબી ને ખુદા નો ખાસ બંદો, પેગમ્બર





અને ખુદા થી અતિ સમીપતા ધરાવનાર સમજીને તેનું અતિ આદર કરતા અને પોતાના નબી ના દરેક આદેશ અને ફરમાન ને ખુદાઈ આદેશ સમજીને તેની બજવણી ને અનિવાર્ય સમજતા.

સૌથી પહેલા નબી **હઝરત આદમ** અલૈહિસ્સલાતો-વસ્સલામ થી લઈને આખરી નબી **હઝરત મુહમ્મદ મુસ્તફા** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ સુધી અંદાજીત ૧,૨૪,૦૦૦ (એક લાખ ચોવીસ હઝાર) નબી અને રસૂલ આ દુનિયા માં તશરીફ લાવ્યા અને દરેક નબીએ પોતાની ઉમ્મત ને ખુદા નો પૈગામ પહોંચાડીને નૈકી અને હિદાયત ના પંથે ચલાવ્યા. ધાર્મિક વડા અને ખુદા ના પયગમ્બર હોવાના કારણે સમાજ માં નબી નું અતિ માન અને સન્માન ભર્યું આદરણીય સ્થાન હતું. નબી નો પડ્યો બોલ ઝીલવામાં આવતો અને નબીના આદેશ નું ઉલ્લઘંન કરવાની કોઈ શખ્સ પણ હિંમત કરતો નહીં, કેમકે તેમ કરવાથી ધર્મ ભ્રષ્ટ થવાના કારણે સમાજ માં બદનામ અને હડધૂત થવું પડતું. જેથી દરેક વ્યક્તિ પોતાના નબી ને ખુદાઈ સંદેશો લાવનાર અને માર્ગ દર્શક સમજીને તેના માન, સન્માન અને આદર માં કશી જ કચાશ રાખતો નહીં.

## કુરઆન શરીફમાં અંબિયા-એ-કિરામના નામો : -

અગાઉ વર્ણન કર્યા મુજબ અલ્લાહ તઆલાએ દુનિયામાં એક લાખથી પણ વધુ નબીઓને મોકલ્યા છે પણ કુરઆન શરીફમાં ફકત છવ્વીસ (૨૬) નબીઓના મુબારક નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કુરઆન શરીફમાં જે મુકદ્દસ નબીઓના મુબારક નામોનો સ્પષ્ટપણે વર્ણન છે, તે નીચે મુજબ છે : -

(૧) હઝરત આદમ (૨) ઈદરીશ (૩) નુહ (૪) હૂદ (૫) સાલેહ (૬) ઈબ્રાહીમ (૭) ઈસ્હાક (૮) ઈસ્માઈલ (૯)

લૂત (૧૦) યા'કુબ (૧૧) યૂસુફ (૧૨) અય્યુબ (૧૩) શોએબ (૧૪) મૂસા (૧૫) હારૂન (૧૬) ઈલ્યાસ (૧૭) અલ-યસઆ (૧૮) ઝુલ-કિફ્લ (૧૯) દાઉદ (૨૦) સુલયમાન (૨૧) ઉઝૈર (૨૨) યૂનુસ (૨૩) ઝકરિયા (૨૪) યાહયા (૨૫) ઈસા (૨૬) હઝરત મુહમ્મદ મુસ્તફા (અલા-નબીય્યેના-વ-અલૈહિમુસ્સલાતો-વસ્સલામ.)

(હવાલો : - "અલ-મુબીન-ખત્મન્નબીય્યીન" લેખક :- ઈમામ અહમદ રઝા મુહક્કિક બરૈલ્વી, બ-હવાલા "ફતાવા-રઝવીયા" (અનુવાદિત) ભાગ નં. ૧૪, પેઈજ નં. ૩૪૨)

ટૂંકમાં પ્રથમ નબી હઝરત આદમ અલૈહિસ્સલામતો વસ્સલામ હતા અને અંતિમ નબી બન્ને જહાંના આકા અને તમામ નબીયોના સરદાર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ હતા. નબુવ્વત હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઉપર ખતમ થઈ ગઈ. આપ અંતિમ નબી હતા. આપના પછી હવે કોઈ પણ નબીના આગમનની શક્યતા જ નથી.

કુરઆન શરીફમાં છે કે : -

| |
|---|
| "مَا كَانَ مُحَمَّدٌ أَبَا أَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُولَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ" |
| پارہ نمبر: ۲۲، سورہ احزاب، آیت نمبر: ۴۰ |
| ترجمہ :- ”محمد تمہارے مردوں میں کسی کے باپ نہیں۔ ہاں اللہ کے رسول ہیں اور سب نبیوں میں پچھلے“ (کنزالایمان) |





| |
|---|
| **ઉપરોક્ત આયતનો ગુજરાતી અનુવાદ અને હવાલો : -** |
| "મુહમ્મદ તમારા પુરૂષો માં કોઈના બાપ નથી. હા, અલ્લાહ ના રસૂલ છે અને તમામ નબીયોં માં અંતિમ." |
| કુરઆન શરીફ પારા નં. ૨૨, સૂરએ અહઝાબ, આયત નં. ૪૦ |

કુરઆને મજીદ ની ઉપરોક્ત આયત માં સ્પષ્ટ વર્ણન છે કે હુઝૂરે અકદસ, સય્યેદુલ અંબિયા-વલ-મુરસેલીન, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ અંતિમ નબી છે અને હવે કોઈ પણ નબી ના આગમન ની શક્યતા જ નથી બલ્કે હવે કોઈ નબી નું આવવું અશક્ય જ છે.

એક હદીષ શરીફ અત્રે રજૂ છે.

| |
|---|
| "حَدَّثَنَا سُلَيْمَانُ بْنُ حَرْبٍ وَ مُحَمَّدُ بْنُ عِيْسٰى، قَالَا حَدَّثَنَا حَمَّادُ بْنُ زَيْدٍ، عَنْ اَيُّوْبَ، عَنْ اَبِيْ قِلَابَةَ، عَنْ اَبِيْ اَسْمَاءَ، عَنْ ثَوْبَانَ، قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ: وَاِنَّهُ سَيَكُوْنُ فِيْ اُمَّتِيْ كَذَّابُوْنَ ثَلَاثُوْنَ كُلُّهُمْ يَزْعُمُ اَنَّهُ نَبِيٌّ وَاَنَا خَاتَمُ النَّبِيِّيْنَ لَا نَبِيَّ بَعْدِيْ وَلَا تَزَالُ طَائِفَةٌ مِّنْ اُمَّتِيْ عَلَى الْحَقِّ: قَالَ ابْنُ عِيْسٰى ظَاهِرِيْنَ ثُمَّ اتَّفَقَا لَا يَضُرُّهُمْ مَنْ خَالَفَهُمْ حَتّٰى يَأْتِيَ اَمْرُ اللّٰهِ" |
| حوالہ : ”سنن ابی داؤد“ المؤلف :۔ ابو داؤد سلیمان بن الاشعث المتوفی سنہ ۲۷۵ھ، الناشر: جمعیۃ المکنز الاسلامی، القاہرہ۔مصر، سن طباعت: سنہ ۱۴۲۱ھ، کتاب الفتن والملاحم، باب نمبر: ۱، جلد نمبر: ۲، حدیث نمبر: ۴۲۵۴، صفحہ نمبر: ۷۰۷ |

ترجمہ : ”حضور اقدس سید عالم ﷺ ارشاد فرماتے ہیں کہ میری امت میں تیس ۳۰
جھوٹے ہونگے، ان میں کا ہر ایک یہ گمان کریگا کہ وہ نبی ہے اور میں نبیوں کا
خاتم ہوں، میرے بعد کوئی نبی نہیں اور میری امت میں ہمیشہ ایک گروہ ایسا
ہوگا جو حق پر ہوگا۔ کہا راوی ابن عیسیٰ نے کہ حق کو ظاہر کرنے والے ہوں گے۔
اور انہیں کچھ نقصان ان کے مخالف نہیں پہونچا سکیں گے، یہاں تک کہ اللہ
تعالیٰ کا حکم نافذ ہو جائیگا۔“

## ઉપરોક્ત હદીષનો ગુજરાતી અનુવાદ

**"હુઝુરે અકદસ, રહમતે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે મારી ઉમ્મતમાં ત્રીસ (૩૦) જુઠાઓ થશે અને તેઓમાંનો દરેક એવા ભ્રમમાં હશે કે તે નબી છે અને હું તમામ નબીઓનો ખાતિમ એટલે કે નબુવ્વતને ખત્મ કરનારો છું. મારા પછી કોઈ નબી નહીં આવે. અને મારી ઉમ્મતમાં એક ગિરોહ (સમુદાય) એવો હશે કે જેઓ હક (સત્ય) ઉપર કાયમ હશે. રાવી એટલે કે હદીષના વર્ણન કર્તાએ કહ્યું કે તેઓ હકને જાહેર કરનારાઓ હશે. તેઓના વિરોધીઓ તેઓને કંઈ પણ નુકશાન નહીં પહોંચાડી શકે, ત્યાં સુધી કે અલ્લાહનો હુકમ (કયામત) આવી જશે."**

**<u>હવાલો :-</u> "સુનને-અબૂ-દાઉદ", સંપાદક : - અબૂ દાઉદ સુલયમાન ઈબ્ને અશઅષ, (વફાત સ.હિ.૨૭૫), પ્રકાશક : જમઈયત મકનઝિલ ઈસ્લામી, કૈરો-ઈજીપ્ત, પ્રકાશન વર્ષ : સ.હિ.૧૪૨૧, કિતાબુલ ફિત્ને-વલ-મલાહિમ, પ્રકરણ નં. ૧, જીલ્દ નં. ૨, હદીષ નં. ૪૨૫૪, પેઈજ નં. ૭૦૭**





**<u>અન્ય હવાલા :-</u> ઉપરોક્ત હદીષ શરીફ હદીષની અન્ય આધારભૂત કિતાબો જેવી કે તિર્મિઝી શરીફ, બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, મુસ્નદે અહમદ, અલ-મોઅજમુલ-કબીર-લિલ-તિબ્રાની માં પણ છે.**

**કુરઆને મજીદ અને હદીષ શરીફના મઝબૂત અને સબળ હવાલા દ્વારા પુરવાર થયું કે : -**

- **હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ અંતિમ નબી છે અને નબુવ્વત આપના ઉપર પૂર્ણ થઈ ગઈ.**
- **હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પછી અન્ય કોઈ નબી નહીં આવે, બલ્કે અન્ય કોઈ નબીના આગમનની શક્યતા જ નથી.**

**પણ.... હદીષના ફરમાન મુજબ આ ઉમ્મત માં ત્રીસ (૩૦) એવા જુઠા શખ્સો થશે કે જેઓ નબી હોવાનો દાવો કરશે. હદીષમાં તેવા નબુવ્વતના દાવેદારોને "કઝ્ઝાબ" એટલે કે જુઠા કહેવામાં આવ્યા છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પછી નબી હોવાનો દાવો કરનારો કુરઆન અને હદીષના સ્પષ્ટ ફરમાનનું ઉલ્લંઘન કરીને જૂઠો પુરવાર થઈ રહ્યો છે. કુરઆનમાં સ્પષ્ટ ફરમાવી દેવામાં આવ્યું છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ "ખાતેમુન્નબીય્યીન" (અંતિમ નબી) છે. જેથી જ :-**

*"હુઝૂરે અકદસ ને અંતિમ નબી માનવા ઝરૂરિયાતે દીન માં થી છે."*

**હુઝૂરે અકદસ, સરદારે અંબિયા સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને "અંતિમ નબી" હોવાનો અકીદો રાખવો**

**તમામ ઓલોમા-એ-મિલ્લતે ઇસ્લામિયા ના સર્વાનુમતે ઝરૂરિયાતે દીન માં થી છે અને તેના વિરૂધ્ધ અકીદો રાખનારો કાફિર છે. એક આધારભૂત હવાલો અત્રે રજૂ છે :-**

" وَاَجۡمَعَتِ الۡاُمَّةُ عَلٰى حَمۡلِ هٰذَا الۡكَلَامِ عَلٰى ظَاهِرِهٖ وَ اَنَّ مَفۡهُوۡمَهُ اَلۡمُرَادُ مِنۡهُ دُوۡنَ تَأۡوِيۡلٍ وَلَا تَخۡصِيۡصٍ فَلَا شَكَّ فِيۡ كُفۡرِ هٰؤُلَاۤءِ الطَّوَاۤئِفِ كُلِّهَا قَطۡعًا اِجۡمَاعًا وَّسَمۡعًا "

حوالہ : " الشِّفَاءِ بِتَعۡرِيۡفِ حُقُوۡقِ الۡمُصۡطَفٰى "
مصنف :۔ ابی الفضل عیاض بن موسیٰ بن عیاض اندلسی، المتوفی ۵۴۴ھ،
مطبوعہ :۔ بیروت، لبنان، جلد نمبر: ۲، الفصل الرابع، صفحہ نمبر: ۲۱۶

ترجمہ : "اور پوری امت کا اس پر اجماع و اتفاق ہے کہ کلام "خاتم النبین" اپنے ظاہری معنٰی پر محمول ہے اور جو کچھ اس سے سمجھا جاتا ہے (یعنی آخری نبی ہونا) یہی اس سے مراد ہے۔ جس میں نہ کوئی تاویل ہے، نہ کوئی تخصیص۔ تو قرآن و حدیث اور اجماع امت کی رو سے مذکورہ بالا لوگوں کے کافر ہونے میں ہرگز ہرگز کوئی شک و شبہہ نہیں۔

**ઉપરોક્ત અરબી/ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"અને સમગ્ર ઉમ્મત આ બાબતે સર્વ સમંત અને એક મત છે કે કુરઆન માં "ખાતેમુન્નબીય્યીન"ના શબ્દો તેના જાહેરી અર્થ ઉપર આધારિત છે અને જે કંઇ પણ તેના દ્વારા સમજવામાં આવે છે (એટલે કે અંતિમ નબી હોવું) તે અર્થ જ ગ્રહણ કરવામાં આવશે. તેમાં કોઈ પણ પ્રકાર નું અર્થઘટન કે અન્ય કોઈ ખાસ મતલબ નહીં થાય. જેથી જ કુરઆન અને હદીષ તથા ઉમ્મત ના સર્વાનુમતે જે લોકો હુઝૂરે અકદસ ને અંતિમ નબી માનવામાં શંકા કરે છે, તેવા લોકો ના કાફિર હોવામાં હરગીઝ હરગીઝ કોઇ શંકા કે સંદેહ નથી."**

**હવાલો :- "અશ્શિફા-બે-તા'રીફિલ-હુકૂકિલ-મુસ્તફા" (અરબી) લેખક :- અબુલ ફઝલ અયાઝ બિન મૂસા બિન અયાઝ ઉન્દલૂસી, વફાત :- સ.હિ. ૫૪૪, પ્રકાશક:- બૈરૂત-લેબનાન, ભાગ નં.૨, ફસ્લ નં.૪, પેઇજ નં. ૨૧૬**





**હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને અંતિમ નબી માનવાનો અકીદો કેટલો મહત્વપૂણ છે, તેનો અંદાઝો "ફતાવા આલમગીરી" ની અત્રે રજૂ કરેલી ઇબારત દ્વારા આવી જશે :-**

" اِذَا لَمۡ يَعۡرِفِ الرَّجُلُ اَنَّ مُحَمَّدًا ﷺ آخِرُ الۡاَنۡبِيَاءِ عَلَيۡهِمۡ وَعَلٰى نَبِيِّنَا السَّلَام فَلَيۡسَ بِمُسۡلِمٍ "

حوالہ : " الفتاویٰ الهنديه المعروف بالفتاوى العالمگیریه "
مؤلف :۔ العلامہ الہمام مولانا شیخ نظام وغیرہ، الناشر :۔ دار الکتب العلمیہ، بیروت، لبنان، جلد نمبر: ۲، کتاب السیر، باب فی احکام المرتدین، صفحہ نمبر: ۲۸۵

**ઉપરોક્ત અરબી ઇબારત નો ઉર્દૂ અનુવાદ :-**

ترجمہ : "جو شخص یہ نہ جانے کہ حضرت محمد ﷺ تمام انبیاء میں سب سے آخری نبی ہیں، وہ مسلمان نہیں۔"

**ઉપરોક્ત અરબી/ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"જે શખ્સ એ બાબત ન જાણતો હોય કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ તમામ નબીઓ માં છેલ્લા (અંતિમ) નબી છે, તે મુસલમાન નથી."**

**હવાલો :- "ફતાવા હિન્દિયા અલ-મઅરૂફ-બે-ફતાવા-આલમગીરી" સંપાદક :- અલ્લામા મૌલાના શૈખ નિઝામ વગેરે, પ્રકાશક :- દારૂલ કુતુબુલ ઇલ્મિયા, બૈરૂત, લેબનાન, ભાગ નં. ૨, કિતાબુસ્સૈર, બાબ ફી એહકામિલ મુર્તદ્દીન, પેઇજ નં. ૨૮૫**

**હુઝૂરે અકદસ, રેહમતે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને અંતિમ-નબી માનવાનો ઇન્કાર કરવાની બાબત તો ઘણી ગંભીર છે, પણ કોઈ શખ્સ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ "અંતિમ-નબી" છે, તે હકીકત થી અજાણ હોય, તો તેવો શખ્સ મુસલમાન હોવાને લાયક નથી.**

**ટૂંક માં હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ આખરી નબી છે અને હવે કોઈ પણ રસૂલ ના આગમન ની શક્યતા જ નથી.**

# નબુવ્વત ના જૂઠા દાવેદારો

**અહીં સુધીના વાંચન થી વાંચક મિત્રોએ હકીકતથી સારી પેઠે જાણકારી પ્રાપ્ત કરી ચુકયા હશે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ અંતિમ નબી છે અને હવે કોઈ નબીના આગમનની શક્યતા જ નથી.**



**પણ.....**

**પ્યારા આકા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ખૂદે ઈર્શાદ ફરમાવેલ છે કે મારી ઉમ્મતમાંથી ત્રીસ (૩૦) જુઠા નબુવ્વતના દાવેદારો થશે. આ આગાહી અક્ષરસ સત્ય પુરવાર થઈ છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના મુબારક ઝમાનાથી લઈને અત્યાર સુધીમાં અમુક લોકોએ પોતાના નબી હોવાનો દાવો કરેલ છે. તે બધા જુઠા દાવેદારોના વિસ્તૃત વર્ણનની અહીં સ્થળ સંકોચના કારણે શક્યતા નથી. જેથી અમુક બહુજ વગોવાએલા, નામચીન, બદનામ, કપટી અને પાંખડી જુઠા દાવદારોનું વર્ણન સંક્ષિપ્તમાં અત્રે રજૂ છે :-**

## જુઠી નબુવ્વતનો પ્રથમ દાવેદાર
# મુસયલમા બિન ષમામા કઝઝાબ

- **સન હિજરી-૧૦ માં મુસયલમા બિન ષમામા કઝઝાબ "બની હનફિયા" ના પ્રતિનિધિ મંડળમાં શામેલ થઈને હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની ખિદમતે અકદસમાં હાઝિર થયો અને ઈસ્લામની હક્કાનિયતનો સ્વીકાર કરીને દીને ઈસ્લામ અંગીકાર કર્યો.**
- **ઈસ્લામનો સ્વીકાર કરીને થોડાંક દિવસ મદીના શરીફમાં રોકાયો અને ત્યારબાદ પોતાના ગામ "યમામા" પરત ફર્યો. યમામા પરત આવીને તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ અને "મુર્તદ" (ઈસ્લામથી વિચલીત) થઈ ગયો અને સ્વંય પોતે નબી છે, તેવો દાવો કર્યો.**

- નબુવ્વતનો દાવો કર્યા બાદ લોકોને પોતાના પ્રત્યે આકર્ષવાના દૂષ્ટ આશયથી તેણે ઈસ્લામના અટલ કાનૂનોમાં ફેરફાર કર્યા અને તેણે શરાબ અને ઝના (વ્યભિચાર) ને હલાલ ઠરાવ્યા અને નમાઝનું ફર્ઝ હોવું મૌકુફ કરી નાંખ્યું.

અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના નબીઓને એક અદભૂત અને અલૈકિક શક્તિ સ્વરૂપે **મોઅજઝા** (Miraculos) ની વિશિષ્ટતા અર્પણ ફરમાવી છે. અલ્લાહ તઆલાના મુકદ્દસ નબીઓ ને દીનના શત્રુઓ, અધર્મો, જાદુગરો અને અન્ય મૈલી વિદ્યા કરનારા લોકોના આક્રમણને ખાળવા અને નાશ કરવા માટે "મોઅજઝા" એટલે કે ચમત્કાર સ્વરૂપે અજાયબી ભરેલી ઘટના અસ્તિત્વમાં લાવવાની વિશિષ્ટતા અર્પણ કરેલી હોય છે. જેથી અલ્લાહના મુકદ્દસ નબીઓ જાદુગરો અને મેલી વિદ્યાના જાણકારો દ્વારા સર્જવામાં આવતા ધતીંગો થી કોમના ભોળા અને અજ્ઞાન લોકોને ફસાવવાથી બચાવી શકે અને વિરોધીઓ ઉપર હક એટલે કે સત્યનો પ્રભાવ પાડી શકે. દા.ત. હઝરત મૂસા અલૈહિસ્સલાતતો વસ્સલામની સામે હરિફાઈના મેદાનમાં પડેલા ફિરઔનના જાદુગરોએ રસ્સીઓને સાપના સ્વરૂપે રૂપાંતર કરીને પ્રભાવ પાડવાનો પ્રયત્ન કરેલો. તેના જવાબમાં હઝરત મૂસા અલૈહિસ્સલાતો વસ્સલામે પોતાના હાથમાં રહેલા મુબારક 'અસા' (લાકડી) ને વિકરાળ અને મહાકાય અજગર સ્વરૂપે રૂપાંતર કરીને પડકાર ફેંકનાર જાદુગરોના બધા સાંપોને પલવારમાં અજગરના મોઢાનો કોળીયો બનાવી નાંખીને જાદુગરોને નામોશીભર્યો પરાજય આપેલો.

હુઝૂરે અદકસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમનો મરતબો





તમામ અંબિયા-એ-કિરામથી બુલંદ અને મહાન છે. તમામ અંબિયા-એ-કિરામના કમાલાત અને મોઅજઝાઓ ફક્ત એક આપની ઝાતે બા-બરકતમાં સંપૂર્ણ કક્ષાએ અલ્લાહ તઆલાએ અર્પણ ફરમાવેલા. હુઝૂરે અકદસ રહમતે આલમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના બે-શુમાર મોઅજઝાત અસ્તિત્વમાં આવેલા. જેમ કે ● ચાંદના બે ટુકડા થવા. ● ડુબી ગયેલા સુર્યનું પુનઃઉદય થવું ● આંગળીઓથી પાણીના ઝરણા વહેતા થવા ● કાંકરીઓએ કલ્મો પઢયો વગેરે વગેરે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના રોશન અને અતિ પ્રકાશિત મોઅજઝાત એટલા વિપુલ પ્રમાણમાં છે કે તના સંપૂર્ણ વર્ણન માટે દળદાર કિતાબો તૈયાર થાય.

નબુવ્વતના જુઠા દાવેદાર **મુસયલમા કઝઝાબે** નબુવ્વતનો દાવો કરેલો અને પોતે નબી છે, તેવું પુરવાર કરવા માટે મોઅજઝાતના પ્રદર્શનની ચેષ્ટાઓ કરતો. તે એવા ખોટા ભ્રમમાં હતો કે નબુવ્વતના મારા દાવાની સચોટતા પુરવાર કરવા હું પણ ચમત્કારો બતાવીને લોકોને પ્રભાવિત કરૂં પણ... પરિણામ હંમેશા વિપરીત જ આવતું. લોકો ઉપર પોતાનો પ્રભાવ પાડવા જતાં તે હંમેશા હાસ્યાસ્પદ બનતો. જેમ કે : -

- ચમત્કારો બતાવવાની લાલસા અને જિજ્ઞાસા માં તે વિવિધ ચેષ્ટાઓ કરતો પણ પરિણામ ઉલ્ટું જ આવતું. તે કોઈ વ્યક્તિ માટે દરાઝીએ-ઉમ્ર (દીર્ઘ આયુષ્ય) માટે દુઆ કરતો. તો તે વ્યક્તિ તરત જ મરી જતો.
- કોઈના માટે આંખોની રોશની માટે દુઆ કરતો, તો જેના માટે દુઆ કરતો, તે શખ્સ આંધળો બની જતો.
- મોઢામાં પાણી લઈને ગમે તે કુવામાં કોગળા કરતો, તો

કુવાના પાણીમાં વધારો અને બરકત થવાના બદલે કુવાનું પાણી ઝમીનમાં ઉતરી જતું અને કુવાનું પાણી કડવું અને ખારૂં થઈ જતુ અને તે કુવાનું પાણી હંમેશ માટે સુકાઈ જતું.

- એક બાળકના માથે હાથ ફેરવ્યું, તો તેના માથાના બધા વાળ ખરી ગયા અને તે બાળકના માથે સંપૂર્ણ ટાલ પડી ગઈ.
- એક બાળકના મોઢામાં પોતાની અંગુઠી (વીંટી) બરકત માટે ચુસવા નાંખી તો તે બાળકની જીભ ફાટી ગઈ.
- એક વખત **મુસયલમા કઝઝાબ** હર્યા-ભર્યા અને લીલાછમ બગીચામાં જઈ ચડયો. ત્યાં જઈને તેણે પોતાનું મોઢું ધોયું. પરિણામ એ આવ્યું કે બાગ સુકાઈ ગયો અને ત્યાં કદી ઘાસ પણ ન ઉગ્યું.
- એક શખ્સે પોતાના બન્ને પુત્રો માટે મુસયલમા કઝઝાબથી ખૈરો-બરકતની દુઆ કરાવી. મુસયલમા પાસે દુઆ કરાવ્યા બાદ તે શખ્સ પોતાના ઘરે ગયો, તો શું જુએ છે કે તેનો એક દિકરો મૃતઃદશામાં પડ્યો છે. ભેડીયા (Wolf = વરૂ) એ તેને ફાડી ખાધો હતો અને બીજો પુત્ર કુવામાં પડીને મરી ગયો હતો.
- સન હિજરી -૧૧ માં હુઝૂરે અકદસ, રહમતે આલમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે દુનિયાથી પર્દો ફરમાવ્યા બાદ મુસયલમા કઝઝાબે પોતાની પ્રવૃત્તિઓને વેગવંતી બનાવી દીધી. લખલૂટ સંપત્તિ લુટાવીને અંદાજે એક લાખ (૧,૦૦,૦૦૦) જેટલા લાલચુ અને જાહિલ અનુયાયીઓ એકત્રિત કરી લીધા અને જુઠી





નબુવવતની દુકાનનું કામકાજ વિસ્તારી દીધું.

- મુસયલમા કઝઝાબની ગુમરાહિયતનું દુર્ષણ વધુ વિસ્તરતું અને પ્રસરતું અટકાવવા **હઝરત સિદ્દીકે અકબર** રદીઅલ્લાહો અન્હોએ ચોવીસ હજાર (૨૪,૦૦૦) ના લશ્કરના સેનાપતિ તરીકે **હઝરત ખાલિદ બિન વલીદ** રદીઅલ્લાહો અન્હોને નિયુક્ત ફરમાવીને મુસયલા કઝઝાબ ઉપર હુમલો કરવા રવાના કર્યા. **“યમામા”** નામના સ્થળે બન્ને લશ્કર વચ્ચે ઘમસાણનું યુદ્ધ થયું. મુસયલમા કઝઝાબ પોતાની સાથે ચાલીસ હજાર (૪૦,૦૦૦) સશસ્ત્ર સૈનિકોનું લશ્કર લઈને લડવા આવેલો. ઈસ્લામના ઈતિહાસમાં આ લડાઈને **“જંગે યમામા”** તરીકે પ્રસિદ્ધિ મળી છે.
- આ લડાઈમાં હઝરત ખાલિદ બિન વલીદ રદીઅલ્લાહો અન્હોના ઈસ્લામી લશ્કરનો ઝળહળતો વિજય થયો અને મુસયલમા કઝઝાબનો લશ્કર કારમો પરાજય વેઠીને, તેના સૈનિકો નપુંસકોની જેમ નાઠા. ઈસ્લામી લશ્કરના જાંબાઝ મુજાહિદોએ મુસયલમાના કાયર લશ્કરનો પીછો કરીને આંબી લીધું. મુજાહિદોએ મુસયલમાના લશ્કરને ગાજર-મૂળાની જેમ કાપી નાંખ્યું. મુસયલમા કઝઝાબ પણ કાયરતા અને નામર્દાનગીનું પ્રદર્શન કરીને મરાયો.
- હઝરત **વહશી બિન હર્બ** રદીઅલ્લાહો અન્હો કે જેમણે **‘જંગે ઓહદ’** માં **સૈયદુશ્શોહદા હઝરત અમીર હમઝા** રદીઅલ્લાહો અન્હોને શહીદ કરેલા, તેમણે મુસયલમા ઉપર પ્રહાર કરીને નર્કમાં ધકેલી દીધો.

# જુઠી નબુવ્વતનો બીજો દાવેદાર

# અસ્વદ અન્સી

- **'અસ્વદ અન્સી'** તે બીજો શખ્સ છે, જેણે નબુવ્વતનો દાવો કરેલો. તે **"કાહિન"** (Soothsayer - ભવિષ્ય ભાખનાર) હતો. ભવિષ્ય ભાખવામાં તે નિષ્ણાંત હતો. ઉપરાંત તે અત્યંત બુદ્ધિશાળી, વાચાળ અને નમ્ર શૈલીમાં વાર્તાલાપ કરનારો હોવાના કારણે મોટી સંખ્યામાં લોકોને મોહિત કરીને પોતાના મોહપાશમાં જકડી લીધેલા.
- તેના તાબામાં બે (૨) **"હમઝાદ"** (શૈતાન) હતા અને તે બન્ને શૈતાનો તેને દુનિયાભરની માહિતી પહોંચાડતા હતા. જેના આધારે અસ્વદ અન્સી લોકોને સમાચાર આપીને પ્રભાવિત કરી નાંખતો હતો.
- **હુઝૂરે અકદસ, રહમતે આલમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે "યમન"** (Yemen) ના હાકિમ તરીકે **બાઝાન** નામના શખ્સને નિયુક્ત ફરમાવેલા. બાઝાનના અવસાન પછી બાઝાનની હુકૂમતનો અમુક ભાગ **શહર બિન બાઝાન** ને અને અમુક ભાગ **હઝરત અબૂ મૂસા અશઅરી** અને **હઝરત મઆઝ બિન જબલ** ને સંયુકત રીતે અર્પણ ફરમાવેલો.
- સત્તાની ઉપરોક્ત વહેંચણી સામે અસ્વદ અન્સીએ બંડ પોકારીને બળવો જાહેર કર્યો અને સ્વંયને નબી તરીકે જાહેર કરીને નબુવ્વતનો દાવો કરી દીધો. એક વિશાળ લશ્કર એકઠું કરીને યમનના હાકિમ શહર બિન બાઝાન





ઉપર આક્રમણ કર્યું અને શહર બિન બાઝાનની હત્યા કરી નાંખી અને લશ્કરના જોરે સત્તા પ્રાપ્ત કરી લીધી.

- શહર બિન બાઝાનની હત્યા કર્યા બાદ અસ્વદ અન્સીએ શહર બિન બાઝાનની વિધવા પત્નિ **મરઝબાના** ને ઝબરદસ્તી પોતાની રખાત બનાવીને રાખી.
- **હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના આમિલ** (Ruler - શાસક) તરીકે **હઝરત ફર્દા બિન મસ્યક** રદીઅલ્લાહો અન્હો યમનમાં ઉપસ્થિત હતા. તેમણે યમનની વર્તમાન પરિસ્થિતિ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમને લખી મોકલી.
- **સરકારે મદીના** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ તરફથી આદેશ આવ્યા કે તમો (હઝરત ફર્દા) તથા હઝરત અબૂ મૂસા અને હઝરત મઆઝ બિન જબલ ત્રણેય જણા સાથે મળીને અસ્વદ અન્સીના અત્યાચારો નષ્ટ કરવા માટે અસરકારક પગલાં લો. તેઓએ શહર બિન બાઝાનની વિધવા મરઝબાનાનો સંપર્ક સાધ્યો અને મરઝબાના ના કાકાના પુત્ર **ફીરોઝ દયલમી** ને સાથે રાખીને રાતના સમયે અસ્વદ અન્સીનો ખાત્મો બોલાવી દેવાની યોજના બનાવી અને તે યોજના ને સફળ બનાવવા માટે મરઝબાના એ સંપૂર્ણ સાથ અને સહકાર આપ્યો.
- મરઝબાના પોતાના ઉપર અસ્વદ અન્સી દ્વારા કરવામાં આવતાં શારીરિક અત્યાચારના અતિરેકથી ત્રાસી ગઈ હતી. જેથી તેણીએ અસ્વદ અન્સીની હત્યાની યોજનામાં મહત્વપૂર્ણ યોગદાન રૂપે અસ્વદ અન્સીને આગ્રહ કરી કરીને ખૂબ દારૂ પીવડાવ્યો જેથી વધુ પડતી મદીરાના પાન દ્વારા ચઢેલા નશામાં ચકચૂર થઈને તે ઘસઘસાટ ઊંઘી ગયો.

- અસ્વદ અન્સીની શરાબના નશામાં થઈ ગયેલ મૂર્છિત દશાની જાણકારી મરઝબાના દ્વારા ફીરોઝને સંકેત દ્વારા મોકલતાં ફીરોઝે તાત્કાલિક દિવાલમાં બાકોરૂં પાડીને અસ્વદ અન્સીના શયનખંડમાં પહોંચી ગયો અને અસ્વદ અન્સીનું માથું ધડથી જુદું કરી નાંખીને તેને જહન્નમમાં મોકલી આપ્યો.
- જયારે ફીરોઝે અસ્વદ અન્સીના ગળા ઉપર ધારદાર છૂરો રાખીને તેને ઝુબહ કર્યો, ત્યારે અસ્વદ અન્સીના મુખેથી ગાયના ભાંભરવા જેવો વિચિત્ર આવાઝ બુલંદ સ્વરે નિકળયો. જેને સાંભળી તેના પહેરેદાર સિપાહીઓ આવી પહોંચ્યા. અચાનક ધસી આવેલા સિપાહીઓને સંબોધીને મરઝબાનાએ કહ્યું કે ખામોશ રહો અને અદબથી સર ઝુકાવી પાછા ચાલ્યા જાઓ. અત્યારે તમારા નબી ઉપર વહી નાઝિલ થઈ રહી છે, જેનો આ ન સમજાય તેવો ઘોંઘાટ છે. મરઝબાનાની વાત સાંભળી સૈનિકો ચુપચાપ પાછા ચાલ્યા ગયા.
- યમનના શહેર **'સનઆ'** માં અસ્વદ અન્સીની હત્યાની ઘટના રાતમાં બની અને બીજા દિવસે સવારે મદીના તય્યેબા માં હુઝૂરે અકદસ, આલિમે મા-કાના-વમા-યકૂન સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે પોતાના સહાબાએ કિરામને સંબોધીને ઈર્શાદ ફરમાવ્યું કે **આજે રાતમાં અસ્વદ અન્સી માર્યો ગયો છે**, અને એક મુબારક મર્દે તેને કત્લ કર્યો છે અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે **"ફાઝા-ફીરોઝો"** એટલે કે **"ફીરોઝ કામ્યાબ (સફળ) થયો."**





- ફીરોઝ દયલમી **"હબશા"** (Ethopia) ના રાજા **'નજાશી'** નો સગો ભાણેજ હતો અને ફીરોઝ સન હિજરી-૧૦ માં હુઝૂરે અકદસ, તાજદારે મદીના સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની ખિદમતે અકદસમાં રૂબરૂ હાઝિર થઈ મુસલમાન થઈ ગએલો.
- ફિત્નાઓની સુસવાટા મારતી આંધી સ્વરૂપે ઉભરેલો અસ્વદ અન્સીનો નબુવ્વતના જુઠા દાવાનો ફિત્નો અનેક વિટમબણાઓ, સમસ્યાઓ અને હુંસાતુંશીના ચઢાવ-ઉતારના અંતે નષ્ટ થઈને સમી ગયો. જેના ઉલ્લેખના શ્યામ અંકો ઈતિહાસના પૃષ્ઠોમાં ગોઝારી ઘટના તરીકે કાયમ માટે અંકિત થઈ ગયા.

## નબુવ્વતનો જૂઠો ત્રીજો દાવેદાર

# તલીહા બિન ખુવૈલદ અસદી

- હુઝૂરે અકદસ, સરવરે અંબિયા સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે દુનિયાથી જાહેરી પર્દો ફરમાવ્યા બાદ **'તલીહા અસદી'** એ માથું ઉંચકેલું અને તેણે નબુવ્વતનો દાવો કરેલો અને દીને ઈસ્લામની સામે બળવો જાહેર કરેલો અને મોટી સંખ્યામાં પોતાના ટેકેદારો અને અનુયાયીઓ ઉભા કરી લીધા અને એક વ્યવસ્થિત અને યોજના પૂર્વકની ચળવળ સ્વરૂપે આગળ વધવા લાગ્યો.
- તલીહા-અસદી એવો દાવો કરતો હતો કે હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલાતો-વસ્સલામ તેની પાસે આવે છે

અને **"વહી"** એટલે કે ખુદાનો પૈગામ લાવે છે.

- તલીહા-અસદી મૈલી વિદ્યામાં નિષ્ણાંત હતો. તે ગુપ્ત બાબતોની જાણકારી "ઈસ્તિદરાજ" (Marvel - ચમત્કારિક રૂપે) લોકો સમક્ષ વર્ણવીને લોકોને આંજી નાંખતો અને ત્યારબાદ ગુમરાહ કરી નાંખતો હતો. લોકો તે જમાનામાં પગપાળા પ્રવાસ કરતા હતા. તેવા પ્રવાસે જનારા લોકોને તલીહા કહી દેતો કે માર્ગમાં કયા સ્થળે પાણી મળશે.
- તલીહા અસદીએ કરેલા નબુવ્વતના દાવા તથા તેની અન્ય પ્રવૃત્તિઓની માહિતી ઈસ્લામના પહેલા ખલીફા, અમીરૂલ મો'મેનીન **હઝરત સૈયદેના સિદ્દીકે અકબર** રદીઅલ્લાહો અન્હો ને મળી, તો આપે **હઝરત ખાલિદ બિન વલીદ** રદીઅલ્લાહો અન્હોની સરદારી હેઠળ એક લશ્કર તલીહા અસદીનું નિકંદન કાઢી નાંખવા મોકલ્યું.
- હઝરત ખાલિદ બિન વલીદ ઈસ્લામી લશ્કરને લઈને **'કબીલ-એ-બની-તય'** ના ઈલાકામાં પહોંચ્યા અને **'કોહે-સલ્મા'** અને **'કોહે-ઈજાહ'** નામના બે (૨) પહાડો વચ્ચેના મેદાનમાં લશ્કરે પડાવ કર્યો. આસપાસના વિસ્તારના કબીલાઓ કે જેઓએ ઈસ્લામ અંગિકાર કરેલો, તે બધા કબીલાના લોકો પણ ઈસ્લામી લશ્કરમાં જોડાયા. ત્યારબાદ ઈસ્લામી લશ્કરે તલીહા અસદી ઉપર આક્રમણ કર્યું અને ઘમસાણનું યુદ્ધ થયું.
- ઈસ્લામી લશ્કરના જાંબાઝ મુજાહિદોની બહાદૂરી સામે તલીહા અસદીનો લશ્કર ઝીંક ઝીલી શક્યો નહીં. મેદાનની ટક્કરમાં અડિખમ રહેવાના બદલે લશ્કરમાં





ભંગાણ પડયું અને તલીહા અસદીના સૈનિકોએ પીછેહઠ કરીને નાઠા. તલીહા અસદી પોતાના ખાસ અને અંગત મદદનીશ **ઉચયનિયા બિન હસીન** ના સંગાથે જીવ બચાવવા ઊભી પુંછડીએ ભાગી ગયો અને ઈસ્લામી લશ્કરે યુધ્ધ માં ઝળહળતો વિજય પ્રાપ્ત કર્યો.

- નામોશીભર્યો પરાજય વેઠીને, **'તલીહા અસદી'** અમુક સમય સુધી લપાતો-છુપાતો અહીં-તહીં ભાગતો ફરતો રહ્યો. તલીહાએ પ્રારંભેલો ફિત્નો સંપૂર્ણપણે નામશેષ થયો. ત્યાં સુધી કે ખૂદ તલીહાને પણ પોતાની ભૂલ સમજાઈ અને પસ્તાવો થયો.
- તલીહા-અસદીએ પોતાએ કરેલી ભૂલ બદલ ખરા અંતકરણથી પ્રાયશ્ચિત કરીને પુનઃઈસ્લામ અંગીકાર કર્યો. નવેસરથી કલ્મો પઢીને નિખાલસપણે ઈસ્લામની સાચી ખિદમત અંજામ આપી. ત્યાં સુધી કે **જંગે-નિહાવંદ** માં ઈસ્લામના દુશ્મનો સામે બહાદુરીપૂર્વક લડ્યા અને શહીદ થઈ ગયા.

## નબુવ્વતની જૂઠી સ્ત્રી દાવેદાર

# સુજાહ બિન્તે હારિષ

- **સુજાહ બિન્તે હારિષ** નામની મહિલાને પણ ચાનક ચઢી અને તેણી એ પણ **'નબુવ્વત'** નો દાવો કર્યો. તેણી **'કબીલ-એ-બની-તગલબ'** ની સભ્ય હતી. તેણીનો સમયકાળ અને નબુવ્વતના પ્રથમ જુઠા દાવેદાર મુસયલમા કઝઝાબનો સમયકાળ સમાન હતો. ઉપરાંત,

તેણીનું ગામ મુસયલમાના શહેર 'યમામા' ની સમીપ હતો. ટૂંકમાં એક જ સમયે, એક વિસ્તારમાં બે-બે જૂઠા નબી જાહેર થએલા.

- એક જ સમયે એન એક વિસ્તારમાં બે (૨) નબી હોવાના કારણે સંઘર્ષ થવાની શક્યતા હોય, મુસયલમા કઝ્ઝાબે સુલેહ-શાંતિનો માર્ગ અપનાવવાનું મુનાસિબ સમજ્યું. જેથી તેણે કિંમતી ભેટ સોગાદો મોકલીને સુજાહને આમંત્રણ પાઠવ્યું.
- એક જગ્યાએ સુખ સાહેબીની તમામ સગવડોવાળો એક તંબુ બનાવવામાં આવ્યું અને તે તંબુમાં મુસયલમા અને સુજાહ વચ્ચે મુલાકાતની ગોઠવણ કરવામાં આવી.
- મુસયલમા અને સુજાહની મુલાકાત બે (૨) વિખૂટાં પડેલા પ્રેમીઓના મિલનમાં રૂપાંતર થઈ ગઈ. બન્ને જણાં એક બીજામાં એવા તો ઓત-પ્રોત થઈ ગયા કે સતત ત્રણ (૩) દિવસ સુધી ભાન ભૂલીને એકબીજાને વળગીને પડયા રહ્યા. ત્રણ દિવસ પછી ખ્યાલ આવ્યો કે આપણે તમામ સીમારેખા ઓળંગીને તમામ મર્યાદાઓનો ભંગ કરી નાંખ્યો છે. એટલે ત્રણ દિવસ સુધી પતિ-પત્નિ તરીકેનો સંબંધ સ્થાપિત કરી લીધા બાદ બન્ને જણાએ એકાંતમાં કોઈપણ ગવાહની ઉપસ્થિતિ વગર નિકાહ કર્યો. સુજાહ એ મુસયલમા કઝ્ઝાબની નબુવ્વતને પણ માન્ય રાખી.
- સતત ત્રણ (૩) દિવસ સુધી એકબીજાનું પડખું સેવીને શૈયા સુખ માણ્યા બાદ સુજાહ પોતાની કૌમમાં પરત આવી અને મુસયલમા પોતાની ટોળકીમાં પાછો ફર્યો.





બન્નેથી પુછવામાં આવ્યું કે ત્રણ દિવસ સુધી શું ચર્ચા-વિચારણામાં વ્યસ્ત હતા? જવાબ આપ્યો કે અમો તો નિકાહના બંધનમાં બંધાઈને એકબીજાના હક્કો પુરા કરી રહ્યા હતા. જયારે એ પૂછવામાં આવ્યું કે નિકાહનો મહેર શું નક્કી કર્યું ? તો જવાબ આપ્યો કે મહેર નક્કી કરવાની ફુરસદ જ નથી મળી.

- સુજાહથી તેણીની કૌમે આગ્રહ રાખ્યો કે જયારે નિકાહ કર્યો છે, તો મહેર પણ નક્કી થવું જોઈએ. એટલે ના-છુટકે સુજાહ મહેર નક્કી કરવા મુસયલમા કઝ્ઝાબ પાસે પરત આવી. મુસયલમાએ સુજાહને મહેરમાં પોતાના વિસ્તાર **યમામા** ના ખેતરોમાં થતાં અનાજનો અર્ધો ભાગ ભેટ આપ્યો અને વિશેષમાં એ કહ્યું તારી ઉમ્મત માટે ફજર અને ઈશાની નમાઝ માફ કરૂં છું.
- મુસયલમા અને સુજાહે વર્ણનીય મનાવેલી રંગરેલી અને અય્યાસીના થોડા દિવસો પછી **હઝરત ખાલિદ બિન વલીદ** રદીઅલ્લાહો અન્હોની સરદારી હેઠળ ઈસ્લામી લશ્કરે આક્રમણ કરી દીધું. જેમાં મુસયલમા કઝ્ઝાબ કપાઈ મુવો.
- **સુજાહ બિન્તે હારિષ નું શું થયું ? તે વિષે બે (૨)** આધારભૂત રિવાયતો છે. **<u>પહેલી :-</u>** મુસયલમાં જે ટાપુ માં રહેતો હતો. ત્યાં સુજાહ ચાલી ગઈ અને ત્યાં જઈને છુપાઈ ગઈ. જીવન પર્યત્ન અજ્ઞાતવાસમાં એવી ખોવાઈ ગઈ કે કોઈને પણ તેણીના કોઈ ખબર અંતર ન મળ્યા બલ્કે તેણીના નામો-નિશાનનો પણ પત્તો લાગ્યો નહીં. **<u>બીજી રિવાયત :-</u>** એ છે કે તેણી પોતાના અનુયાયીઓ

સાથે <u>હઝરત અમીર મુઆવીયા</u> રદીઅલ્લાહો અન્હોની ખિલાફતના સમયકાળમાં ફરી દેખાણી. પોતાની ભૂલ બદલ પસ્તાવો અને તૌબા કરીને ફરીથી કલ્મો પઢીને મુસલમાન બની અને તેણીનો ઈસ્લામ અંગિકાર કરવો માન્ય રાખવામાં આવ્યો. (વલ્લાહો તઆલા અઅલમ)

**<u>નોટ : -</u>**

નબુવ્વતનો જુઠો દાવેદાર નં. ૧ **મુસયલમા કઝઝાબ** થી લઈને નબુવ્વતની સ્ત્રી દાવેદાર **સુજાહ બિન્તે હારિષ** સુધીનું લખાણ ઈસ્લામી સાહિત્યની આધારભૂત કિતાબ **"મદારેજુન્નબુવ્વત"**, લેખક :- શૈખ મુહક્કિક, **શાહ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી**, ઈન્તેકાલ : સ.હિ. ૯૮૫, પ્રકાશક : અદબી દુનિયા - મટીયા મહલ, દિલ્હી. ભાગ નં. ૨, (ઉર્દૂ અનુવાદ) પેઈજ નં. <u>૬૮૭</u> થી <u>૬૯૨</u> સુધીના હવાલા, સૌજન્ય અને સારાંશ સ્વરૂપે આ-લેખવામાં આવ્યું છે.





**નબુવ્વતના જુઠા દાવેદાર**

**મિર્ઝા ગુલામ અહમદ**

**કાદીયાની ની દાસ્તાન,**

**કાદીયાની (અહમદીયા)**

**ફિર્કા ની સ્થાપના અને**

**કાદીયાની મઝહબ ના**

**ભયંકર અને ખતરનાક**

**અકીદાઓ અને**

**ધૃણાસ્પદ આચરણો**

## " સૌથી ખતરનાક અને વિનાશક નબુવ્વત નો જુઠો દાવેદાર"

મુખ્બિરે સાદિક, આલિમે-મા-કાના-વમા-યકૂન, **હુઝૂરે અકદસ, રહમતે આલમ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે કરેલી આગાહી મુજબ **નબુવ્વત ના ત્રીસ (૩૦) જુઠા દાવેદારો** પૈકી ના અમુક જુઠા દાવેદારો થઈ ચુક્યા છે અને હજુ અમુક જુઠા દાવેદારો  થવાના બાકી છે. થઈ ચુકેલા જુઠા દાવેદારો પૈકી ના ચાર (૪) નબુવ્વત ના જુઠા દાવેદારો અનુક્રમે (૧) **મુસયલમા કઝ્ઝાબ (૨) અસ્વદ અન્સી (૩) તલીહા અસદી** અને (૪) **સુજાહ બિન્તે હારિષ** નું સંક્ષિપ્ત વર્ણન વાંચક મિત્રો ની સેવામાં પ્રસ્તૃત કરી ચુક્યો છું.

વર્ણનીય ચાર (૪) અને તેમના જેવા અન્ય નબુવ્વત ના જુઠા દાવેદારો આવ્યા અને અમુક સમય સુધી તેઓનો ફિત્નો આ ઉમ્મત માં ખળભળાટ મચાવતો રહ્યો અને અંતે તે બધા જુઠા અને બનાવટી દાવેદારો નેસ્તો-નાબૂદ થઈ ગયા અને ઇસ્લામી વિશ્વ ઉપર ઘેરાએલા ફિત્ના ની આંધી ના કાળાડીબાંગ વાદળો ધીરેધીરે વિખરાઈ ગયા અને તે બધા જુઠા દાવેદારો નું એવું નિકંદન નિકળી ગયું કે જગત ના લોકો તેઓને સદંતર વિસરી ગયા અને ઇતિહાસ માં રૂચી અને સબંધ ધરાવનારા અમુક ગણ્યાં ગાંઠ્યાં સાહિત્ય રસિક લોકો સિવાય કોઈને પણ તેઓના નામ સુધ્ધાં ની પણ જાણકારી નહીં હોય.

**પણ .........**

**ઇસ્લામ ના ઇતિહાસ માં એક એવો મહા જુઠો નબુવ્વત**





**નો દાવેદાર થઈ ગયો છે કે આજે લગભગ એક સૌ પચ્ચીસ (૧૨૫) વર્ષ થઈ ગયા છતાં પણ તેણે ફુંકેલી ફિત્ના ની આંધી દિન પ્રતિદિન રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને વિનાશ વેરી રહી છે.** સવા સૌ વર્ષ ના લાંબા સમયકાળ દરમિયાન મિલ્લતે ઇસ્લામિયા માં થઈ ગએલા અનેક મહાન આલિમોએ તે વિનાશક આંધી ની સામે અડીખમ પર્વત ની જેમ ટકી ને ટક્કર ઝીલી અને તેના ખંડન અને રદિયા (Refutation) માં અનૈરી વિરતા નું પ્રદર્શન કરીને અનેક બલ્કે અસંખ્ય ભોળા મુસ્લિમો ને ગુમરાહિયત ની ઊંડી ખીણ માં ધકેલાતા બચાવી ને મહાન ઇસ્લામી સેવા બજાવી ને અમર થઈ ગયા. તે ફિત્ના ની ગંભીરતા, વિચલીતતા અને ઇસ્લામી અકીદાઓ (માન્યતાઓ) વિરૂધ્ધ નું હોવું કુરઆન અને હદીષ ની મઝબૂત અને શક્તિશાળી દલીલો દ્વારા પુરવાર કરીને સત્યના પ્રકાશિત સુર્ય ની આસપાસ ભેગા થએલા ગુમરાહી ના વાદળો ના સમુહ ને વિખેરી નાખ્યા. તે વિખરાએલા વાદળો સમય ના પ્રવાહ ની સાથે ફરી ધીરે ધીરે એકત્રિત થઈ ને સત્ય ના પ્રકાશ ને ધૂંધળું બનાવી ને ગુમરાહી ના ગાઢ અંધકાર ને ફેલાવવા ફરી કાર્યરત બની જાય છે.

હઝાર વર્ષ પહેલા ના નબુવ્વત ના જુઠા દાવેદારો દ્વારા કરવામાં આવેલા પોકળ દાવાઓ હવામાં ઓસરી ને નામશેષ થઈ ગયા પણ સવા સૌ (૧૨૫) વર્ષ પહેલા નો ફિત્નો તેના પ્રારંભિક કાળ માં ઉભારો અને ઉબારો મચાવ્યા બાદ મંદ પડ્યો અને ફરી તીવ્રતા ધારણ કરી. ત્યાર બાદ ફરી દબાયો અને અતિશય અંકુશ માં આવ્યો પણ છેલ્લા પચ્ચીસ (૨૫) **વર્ષ થી ઇસ્લામ ના કાયમી મહાશત્રુ યહુદી દેશ અમેરિકા** ની આર્થિક સહાય, દોરી સંચાર અને આંતરરાષ્ટ્રીય રાજનિતી

ના આટાપાટા અને ભ્રામિક સમર્થન ના કારણે તે ફિત્નાએ ફરી માથું ઉંચક્યું છે અને અતિ રૌદ્ર સ્વરૂપે એક ભયંકર ચેપી રોગ ના રૂપ માં વિશ્વ માં પ્રસાર અને પ્રચાર ના આધુનિક માધ્યમો દ્વારા ઝડપ થી ફેલાઈ રહ્યો છે. તે વિનાશક ફિત્નો એટલે નબુવ્વત ના જુઠા દાવેદાર **મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની** એ આરંભેલો અને સ્થાપિત કરેલો **"કાદીયાની મઝહબ"** નો ફિત્નો છે.

ભૂતકાળ ના નબુવ્વત ના જુઠા દાવેદારો દ્વારા આરંભવા માં આવેલા ફિત્નાઓ પાંચ-પચ્ચીસ વર્ષો માં ટાઢા પડી ગયા અને સંપુર્ણપણે નામશેષ થઈ ગયા પણ **કાદીયાની મઝહબ** તો અનેક ચઢાવ-ઉતાર બાદ સવા સૌ (૧૨૫) વર્ષો થી પોતાની વિનાશકતા વેરી રહ્યો છે. અને એક વ્યવસ્થિત ષડયંત્ર સ્વરૂપે દિન પ્રતિ દિન વિશ્વ સ્તરે ફેલાઈ રહ્યો છે અને ખુદાજાણે તે ફિત્નો ક્યાં સુધી બાકી રહેશે.

આશ્ચર્ય તો એ વાત નું છે કે ગુજરાત ના કચ્છ જીલ્લા માં તે વધુ કાર્યરત છે. જુનાગઢ જીલ્લા ના નાના ગામડાઓ કે જ્યાં ૧૫ થી ૨૦ મુસ્લિમ પરિવારો વસવાટ કરે છે, તેવા નાના ગામડાઓ માં પણ કાદીયાની ફિર્કા ની પ્રવૃત્તિઓ વ્યવસ્થિત અને સુઆયોજિત યોજના હેઠળ વિસ્તરી અને પ્રસરી રહી છે. આ મહા વિનાશક ફિત્ના ના પ્રચાર ના મુખ્ય માધ્યમ તરીકે **વિદેશ થી આવેલા કાળા નાણાં** નો લખલૂટ ઉપયોગ કરવા માં આવે છે. ગરીબ પરિવારો ને ખુલ્લમ ખુલ્લા સોદાબાઝી કરીને ખરીદી લેવામાં આવે છે અને અતિ નિર્દયતા થી તેના ઈમાન ની અમૂલ્ય દૌલત અને નેઅમત ને લૂંટી લેવામાં આવે છે.





## કાદીયાની મઝહબ નો સ્થાપક

# મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની

**નામ :-** મિર્ઝા ગુલામ અહમદ ઇબ્ને ગુલામ મુર્તઝા (પિતા) ઇબ્ને અતા મુહમ્મદ (દાદા)

**જન્મ તારીખ :** ૧૪, શવ્વાલ સ.હિ. ૧૨૫૦, રવીવાર પ્રમાણે ૧૩, ફેબ્રુઆરી ઇ.સ. ૧૮૩૫

**હવાલો :-** "સીરતુલ મહેદી", લેખક :- ગુલામ અહમદ કાદીયાની ના પુત્ર મિર્ઝા બશીર M.A., પ્રકાશક :- અહમદિયા કિતાબ ઘર, કાદીયાન ભાગ-૨, પેઇજ-૭૪

**જન્મ સ્થળ :** ભારત ના પંજાબ રાજ્ય ના ગુરદાસપુર જીલ્લા ના કાદીયાન નામ ના ગામે જન્મ થએલો.

**જન્મ સ્થળ નું ભોગોલિક વર્ણન :-**

**કાદીયાન = قادیان = Qadian.**



- ઉપરોક્ત નકશા (Map) ના હિસાબે :-
- અમૃતસર (Amritsar) થી બટાલા (Batala) = 38.2 K.m.
- બટાલા (Batala) થી કાદીયાન (Qadian) = 18.4 K.m.

ટોટલ અંતર ——→ **56.6 K.m.**

નોટ :- કાદીયાન થી પાકિસ્તાન નું શહેર **લાહોર** (Lahor) ફક્ત પંચાવન (૫૫) K.m. ના નજીક ના અંતરે આવેલું છે.

## શૈક્ષણિક લાયકાત :-

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની કે જેણે નબુવ્વત નો દાવો કરેલો. તેણે એક મામૂલી અને પ્રાથમિક ઇસ્લામી શિક્ષણ ની પ્રાપ્તિ સુધી જ અભ્યાસ કરેલો. તેની મઝહબી જાણકારી પ્રાથમિક કક્ષા ના શિક્ષણ સુધી જ સિમિત હતી. ઉપરાંત તેણે કોઈ મદ્રેસા કે સ્કુલ માં તાલીમ નહોતી લીધી. આ વિષય ની વિસ્તૃત ચર્ચા ન કરતા સંક્ષિપ્ત માં તેની મઝહબી તાલીમ અંગે ની લાયકાત ખુદ મિર્ઝા ગુલામ અહમદ ની કિતાબો થી વર્ણન કરી છે. જેમ કે :-

- સાત વર્ષ ની ઉંમરે **મોલ્વી ફઝલે ઇલાહી** પાસે થી નાઝરા કુરઆન શરીફ અને ફારસી ભાષા નું પ્રાથમિક શિક્ષણ મેળવ્યું.
- દસ વર્ષ ની વયે **મોલ્વી ફઝલ અહમદ** (એહલે હદીષ) રહેવાસી ફિરોઝપૂર (જીલ્લો :- ગુજરાનવાલા) પાસે થી **ઇલ્મે સર્ફ અને નહ્વ** એટલે કે અરબી ગ્રામર નું પ્રાથમિક શિક્ષણ લીધું.
- અઢાર (૧૮) વર્ષ ની વયે **મોલ્વી ગુલ અલી શાહ** (શીયા પંથી) પાસે થી નહ્વ, મન્તીક અને હિકમત





નું શિક્ષણ લીધું. વર્ણનીય મોલ્વી ગુલ અલી શાહ મશહૂર શિયા પંથી મોલ્વી હતો. મિર્ઝા ના પિતા ગુલામ મુર્તઝા એ પોતાની અતિ નબળી આર્થિક પરિસ્થિતી ના કારણે કુટુંબ ના નિભાવ ખર્ચ ની આવક માટે 'મતબ' એટલે કે દેશી દવાની ચિકિત્સાલય ખોલેલી. તે દવાખાના માં કામ કરવા માટે મોલ્વી ગુલ અલી શાહ ને નોકર રાખેલો. મોલ્વી સાહેબ દવાખાના ની નોકરી સાથે મિર્ઝા ગુલામ અહમદ ને ભણાવતો પણ હતો. આ રીતે મિર્ઝા એ **'તિબ'** એટલે કે દેશી દવા દ્વારા ઇલાજ નું શિક્ષણ પોતાના પિતાના દવાખાના માં પ્રાપ્ત કરેલું.

**હવાલા માટે જુઓ :-**

(૧) **"કિતાબુલ બરિયા"**, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, **પેઇજ નં. ૧૬૨ અને ૧૬૩**

(૨) **"તોહફ-એ-ગોલરવિયા"**, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, **પેઇજ નં. ૨૬ થી ૪૦**

ઉપરોક્ત મઝહબી શિક્ષણ સિવાય ઇસ્લામ ના મહત્વ ના ઇલ્મો ફિક્હ, હદીષ, તફસીર, ઉસૂલ, અદબ વગેરે નું શિક્ષણ મિર્ઝા એ મેળવ્યું ન હતું. ટૂંક માં દીને ઇસ્લામ ના મહત્વ ના ઇલ્મો કે જેના દ્વારા અકીદા અને અમલ ની અનિવાર્ય જાણકારી આધારિત છે, તેવા મહત્વ ના ઇલ્મો ની જાણકારી મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ મેળવી જ નહોતી. ઇલ્મ વિહોણો અને કહેવાતો નબી અજ્ઞાનતા ના અંધકાર માં ભટકતો હતો.

## ⊠ યુવાન વય થી જ કોર્ટ-કચેરી અને જમીનદારી :-

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ના પિતા ગુલામ મુર્તઝા એ પોતાના પુર્વજો ના જપ્ત થઈ ગએલા ગામોને પરત મેળવવા માટે અંગ્રેજો ની કોર્ટો માં કેસો/અપીલો દાખલ કરેલા અને મોટા ભાગ નો સમય તેવા કેસો અને અપીલો ની તારીખો વખતે કોર્ટ માં હાજર રહેવું તથા અન્ય કાયદાકીય કાર્યવાહી માં વ્યસ્ત રહેતા. જ્યારે મિર્ઝા ગુલામ અહમદ યુવાન થયો, તો તેમણે મિર્ઝા ને પણ બાપ દાદા ની જપ્ત થએલી જમીનો પરત મેળવવા ની કાનૂની પરોજણ માં લગાડી દીધો. ઉપરાંત, મિર્ઝા ગુલામ અહમદ ના પિતા પાસે વારસાગત જાગીર ની જમોનો ની દેખરેખ ની કામગિરી પણ મિર્ઝા ના માથે આવી પડી. આ બન્ને કામગિરી માં મિર્ઝા ગુલામ અહમદ ના જીવન નો ઘણોં લાંબો કાળ વેડફાઈ ગયો.

(હવાલો :- "કિતાબુલ બરિયા", લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પેઇજ નં. ૧૬૪)

## પિતા ના પેન્શન ની રકમ ચાંઉ કરી જઈને મિર્ઝા એ લખણ ઝળકાવ્યા

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ના પિતા ગુલામ મુર્તઝા ને અંગ્રેજ ગવર્મેન્ટ તરફ થી વાર્ષિક રૂા. ૭૦૦/- પેન્શન અપાતું. આ રકમ તે સમયે જંગી રકમ ગણાતી. આજ ના હિસાબે ઇ.સ. ૧૮૬૪ ના વર્ષ માં સોના ની કીંમત ના તફાવત ના હિસાબે રૂા. ૭૦૦/- ની ખરીદ શક્તિ આજ ના હિસાબે અંદાજે સાત લાખ રૂપિયા જેટલી થાય.





એક વખત મિર્ઝા ગુલામ અહમદ ને તેના પિતા એ પેન્શન ની રકમ લેવા મોકલ્યો. મિર્ઝા એ પોતાના કાકા ના દિકરા **ઇમામુદ્દીન** ને પણ પોતાની સંગાથે લીધો. પેન્શન ની રકમ વસૂલ કર્યા બાદ બન્ને જણાં કાદીયાન પરત ફર્યા નહીં બલ્કે આસપાસ ના શહેરો માં મોજ-મસ્તી માણવા ચાલ્યા ગયા. બન્ને જણાએ અમૂક સમય સુધી ખૂબ ધીંગા મસ્તી અને ઐયાશી કરી અને પાણી ની માફક રૂપિયા વહેવડાવી ને વેડફી નાખ્યા. જ્યારે બધા રૂપિયા ખર્ચાઈ ગયા અને બન્ને જણાં કડકા-બાલિશ થઈ ગયા, ત્યારે મિર્ઝા નો કાકા નો દિકરો ઇમામુદ્દીન મિર્ઝા ને એકલો-અટુલો તજી ને ક્યાંક નાસી ગયો. આ ઘટના ઇ.સ. ૧૮૬૪ ની છે.

પિતા ને શું જવાબ આપીશ ? અને ક્યા મોઢે પિતાની સામે જઇશ ? એવી શરમ અનુભવી ને મિર્ઝા ઘરે પરત ફર્યો નહીં અને **સિયાલકોટ** નામ ના શહેર (હાલ પાકિસ્તાન) ભાગી ગયો અને ત્યાં પોતાના બાળપણ ના સહપાઠી મિત્ર લાલા ભીમસિંહ ની સાથે માસિક રૂપિયા પંદર ના પગાર થી ડેપ્યુટી કમિશ્નર ની ઓફિસ માં નોકરી માં જોડાઇ ગયો.

(હવાલો :- "સીરતુલ-મહેદી", લેખક :- મિર્ઝા ગુલામ અહમદ નો પુત્ર મિર્ઝા બશીર અહમદ (M.A.) ભાગ નં. ૧, પેઇજ નં. ૪૩/૪૪)

## ઈ.સ. ૧૮૬૪ થી ૧૮૬૮ સુધી ચાર વર્ષ સિયાલકોટ ખાતે ના રોકાણ દરમિયાન

### નોકરી માં ભ્રષ્ટાચાર :-

સને ૧૮૬૪ માં મિર્ઝા ની વય ૩૦, વર્ષ ની હતી તેની પત્નિ અને બાળકો કાદીયાન ખાતે તેના પિતા સાથે રહેતા હતા અને મિર્ઝા ગુલામ અહમદ સિયાલકોટ માં ડેપ્યુટી કમિશ્નર ની ઑફિસ માં સર્વિસ કરતો હતો. નોકરી માં પણ મિર્ઝા એ પોતાના લખણ ફરી ઝળકાવ્યા. નોકરી ની ફરજ માં વ્યાપક ભ્રષ્ટાચાર કર્યો અને લાંચ (રિશ્વત - Corruption) ની હરામ ની રકમ દ્વારા ધૂમ આવક કરી અને ફરી ઘી-કેળાં થઈ પડ્યાં. ત્યાં સુધી કે મિર્ઝા એ ભ્રષ્ટાચાર દ્વારા એકઠી કરેલી રકમ માં થી પોતાની પત્નિ માટે રૂા. ૪૦૦૦/- અંકે રૂપિયા ચાર હજાર ની તે સમય ની જંગી રકમ ના સોનાના ઘરેણાં ખરીદ કર્યા.

હવાલો :- **"રઈસે-કાદીયાન", પેઇજ નં. ૨૪**

### કુરઆન શરીફ માં વાસના ઉત્તેજક નુસ્ખો લખ્યો :-

શાઇરે મશ્રિક **ડૉક્ટર ઇકબાલ** ના અરબી અને ફારસી ના ઉસ્તાદ **મોલ્વી મીર હસન સિયાલકોટી** સાહેબ વર્ણન કરે છે કે મિર્ઝા કાદીયાની પાસે કુરઆન શરીફ નો એક નુસ્ખો (પ્રત) હતો. તેમાં **સૂર-એ-નાસ** પૂરી થયા પછી નીચે ના ભાગે મિર્ઝા અ **"કુવ્વતે-બાહ"** એટલે કે પુરૂષ ની સંભોગ શક્તિ માં વૃધ્ધિ કરવા નો નુસ્ખો (Prescription = ઓષધ નિર્દેશ) લખી





રાખ્યો હતું. આ ચેષ્ટા દ્વારા અનુમાન કરી શકાય છે કે મિર્ઝા ના દિલ માં કુરઆન નું કેટલું સન્માન અને આદર હતું. ઉપરાંત, એક મહત્વ ની બાબત પણ લક્ષ ને પાત્ર છે કે જ્યારે મિર્ઝા નું પરિવાર સિયાલકોટ માં ન હતો, તેની પત્નિ કાદીયાન માં રહેતી હતી અને તે સિયાલકોટ માં પત્નિ વિહોણો એકલો જ રહેતો હતો, તો પછી તેને પુરૂષ ની વાસના શક્તિ માં વધારો કરનારી દવા ની શું જરૂરત હતી ?

હવાલો :- **"રઈસે-કાદીયાન", પેઇજ નં. ૨૭**

### સિયાલકોટ માં ઇલ્મે નુજૂમ શીખ્યું

સિયાલકોટ ના રોકાણ દરમિયાન મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ સિયાલકોટ ના ડીસ્ટ્રીક ઇન્સપેક્ટર ઑફ સ્કુલ **મોલ્વી ઇલાહી બખ્શ** દ્વારા સ્થાપિક સ્કુલ માં ઇંગ્લીશ ના ટીચર **મુન્શી અમીર શાહ** થી અંગ્રેજી ભાષા ના શિક્ષણ ની બે (૨) પ્રાથમિક કિતાબો પઢી. ઉપરાંત સિયાલકોટ માં રહેતા **મલક શાહ** નામ ના ઇલ્મે નુજૂમ ના નિષ્ણાંત થી ઇલ્મે નુજૂમ (Astrology = જ્યોતિષ શાસ્ત્ર) નું થોડુક શિક્ષણ લીધું. પછી **મુહમ્મદ સાલેહ** નામ નો એક અરબ નુજૂમી (જ્યોતિષી) સિયાલકોટ આવ્યો, તો તેની પાસે થી વ્યવસ્થિત સ્વરૂપે ઇલ્મે નુજૂમ ની જાણકારી મેળવી.

હવાલો :- **"ચૌદહવીં સદી કા મસીહ", પેઇજ નં. ૭૦૫**

### મિર્ઝા નું ચાર વર્ષ પછી ઘરે આવવું

સિયાલકોટ માં ચાર (૪) વર્ષ ના રોકાણ અને નોકરી થી મિર્ઝા તંગ આવી ગયો. ચંચળ પ્રકૃતિ નો સ્વભાવ તેને

જીવન માં કંઈ કરી બતાવવા માટે પરિવર્તન માટે પ્રેરી રહ્યો હતો. પણ શું કરવું ? ક્યાં જવું ? તેની તેને ગમાતમ નહોતી પડતી. ઘરે જવાય તેમ નહોતું. કેમકે પિતાજી ના પેન્શન ની જંગી રકમ ચાંઉ કરી જવાના કારણે પિતાજી નો ડર લાગતો હતો અને ઘરે જવાની હિમ્મત નહોતી થાતી. પણ મિર્ઝા ના પિતા નું દિલ ચાર વર્ષ ના પુત્ર વિયોગ થી કુણું પડી ગયું હતું. ક્રોધ શમી ગયો હતો. જેથી તેમણે મિર્ઝા ને ઘરે પરત આવી જવાની પરવાનગી આપી દીધી.

પિતાજી તરફ થી ઘરે પાછા આવવા ની મંજૂરી મળી જતાં મિર્ઝા એ નોકરી માં થી તાત્કાલિક રાજીનામું આપી દીધું અને સિયાલકોટ થી કાદીયાન પરત આવી ગયો. સિયાલકોટ ના રોકાણ નો સમયકાળ ઇ.સ. ૧૮૬૪ થી ૧૮૬૮ નો હતો.

<u>હવાલો :-</u>

(૧) **"કિતાબુલ બરિયા"**, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, **પેઇજ નં. ૧૫૨/૧૫૩**)

(૨) **"સીરતુલ-મહેદી"**, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ નો પુત્ર મિર્ઝા બશીર અહમદ (M.A.) ભાગ નં. ૧, પેઇજ નં. ૧૩૫)

## કાદીયાન પરત ફર્યા બાદ મિર્ઝા ના ઢોંગ-ધતીંગ નો પ્રારંભ

કાદીયાન પરત આવીને મિર્ઝા એ ઢોંગ-ધતીંગ અને પવિત્રતા ના દંભ ની શરૂઆત કરી દીધી. પોતાના પરિવાર થી વિમુખ થઈ ને એક રૂમ માં પુરાઈ ગયો અને વિર્દો-વઝાઇફ



અને તસ્ખીર ના અમલિયાત પઢવામાં મગ્ન થઈ ગયો. સતત આઠ થી નવ મહીના સુધી રૂમ માં પુરાઈ રહીને વિર્દો વઝાઇફ ના સ્વરૂપ માં "યોગ સાધના" આરંભી દીધી તે સમયકાળ દરમિયાન મિર્ઝા એ નિયંત્રિત અને નજીવો ખોરાક ખાધો. ખૂદ મિર્ઝા ના કથન અનુસાર આ સમયકાળ દરમિયાન તેણે વિચિત્ર દ્રશ્યો જોયા. અનેક અજાયબી ભર્યા અનુભવો થયા. ક્યાંરેક સંપૂર્ણ જાગૃત અવસ્થા માં એવું જોયું કે જાણે અમુક આત્માઓ (રૂહો) તેની સમક્ષ ઉપસ્થિત થઈ છે અને લાલ, સફેદ તથા લીલા રંગ ના નૂરાની સ્થંભો દ્રષ્ટિગોચર થઈ રહ્યા છે.

હવાલો :-

**"કાદિયા"**, ભાગ નં. ૨, પેઇજ નં. ૨૦૧
બ-હવાલા :- **કાદીયાની મઝહબ**, પ્રકાશક :-
અલ-હાદી પબ્લીકેશન, કલકત્તા, પેઇજ નં. ૯

નોટ :- 'તસ્ખીર ના અમલિયાત' એટલે કે લોકો ને મોહપાશ માં ફસાવવા માટે સંમોહનીકરણ (Captivation)

## નબુવ્વત ના દાવા પહેલા ની મિર્ઝા ની આયોજન પૂર્વક ની ભૂમિકા

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની દ્વારા ઉપર વર્ણન કર્યા મુજબ નવ-નવ મહિના સુધી એકાંતવાસ માં ધ્યાન માં બેસી ને વિર્દો-વઝાઇફ અને આત્મ શુધ્ધી નો દંભ કરવાના મુખ્ય બે (૨) કારણો હતા અને તે બન્ને કારણો ને અનુલક્ષી ને મિર્ઝા એ વ્યવસ્થિત ષડયંત્ર હેઠળ ના આયોજન પૂર્વક ની યોજના પરિપૂર્ણ કરવાના હેતૂ થી જ નાટક ભજવેલું.

## ❖ કારણ નં. ૧ :-

મિર્ઝા પોતાના લાંબા સમય ના એકાંતવાસ માં કરેલ કઠોર પરિશ્રમ ના વિર્દો-વઝાઇફ અને ઇબાદત દ્વારા પોતાના પિતા ને પ્રભાવિત કરવા માંગતો હતો. કેમકે મિર્ઝા ના પિતા પોતાના કઃપુત ની બદચલની, ચારિત્રહીનતા, અવળચંડાઈ અને અનૈતિક આચરણો દ્વારા એટલા બધા દુભાએલા હતા કે તેઓને પોતાના નાલાયક કઃપુત પ્રત્યે લેશમાત્ર પણ માન કે લાગણી ન હતી. જેથી મિર્ઝા આ પ્રમાણે ની ઇબાદત ના દંભ અને આડંબર દ્વારા પોતાના પિતા ઉપર પ્રભાવ પાડી તેઓની લાગણીઓ ને પોતાના પ્રત્યે કેન્દ્રીત કરવા માંગતો હતો. પણ તેમાં તેને સફળતા ન મળી કેમકે મિર્ઝા ના પિતા ને જીવન પર્યંત પોતાના નાલાયક દિકરાની બદચલની, બદઅમલી અને આવારાપન નો અફસોસ અને દુઃખ રહેલો અને તેમણે તે દુઃખ અવાર નવાર વ્યક્ત પણ કરેલો.

## ❖ કારણ નં. ૨ :-

મિર્ઝા ના દિલ માં એક ઇચ્છા તીવ્ર સ્વરૂપે હિલોળા લઈ રહી હતી અને તે એ હતી કે વિશ્વસ્તરે તેની નામના થાય. કિર્તી ના સોપાનો સર કરીને લોકો ને એટલા બધા મોહિત કરી નાખવા કે લોકોના આકર્ષણ નું કેન્દ્ર બની ને અઢળક સંપતિ અને સાથે સાથે માન- સન્માન મેળવી ને ધાર્મિક વડા ના પદે બિરાજમાન થઈ જવું. અને તે ધ્યેય ને સિધ્ધ કરવા માટે લોકો ને મોહિત કરવા અને લોકો ને મોહિત કરવા માટે સંમોહન શક્તિ (તસ્ખીર) નું પૂરેપૂરૂં જ્ઞાન અને પ્રભુત્વ હોવું અનિવાર્ય છે અને તે માટે વશીકરણ અને મોહિની વિદ્યા (Mesmerisum) ની પૂરેપૂરી જાણકારી અને અનુભવ હોવું ઝરૂરી છે.





મિર્ઝા નો નવ મહિના નો અજ્ઞાતવાસ વાસ્તવ માં 'મિસમેરીઝમ' (વશીકરણ વિદ્યા) ની સાધના અને પ્રેક્ટીસ જ હતી. વશીકરણ વિદ્યા માં મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એટલી હદે પ્રવીણ હતો કે તેની સાથે નઝર થી નઝર મિલાવનાર એક જ ક્ષણ માં તેનો દીવાનો બની જતો. વશીકરણ વિદ્યા માં તે એવો નિષ્ણાંત હતો કે આંખ થી આંખ મિલાવીને લાખો ની સંખ્યા માં લોકો ને મોહિત કરી નાખી ને પોતાના અનુયાયી બનાવી લીધા.

ખૂદ મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ પોતાની કિતાબ **"ઈઝાલ-એ-અવહામ"** ના પેઇજ નં. ૩૦૫ થી પેઇજ નં. ૩૧૨ સુધી માં એ વાત નો સ્વીકાર કર્યો છે કે **વશીકરણ વિદ્યા** (Mesmerisum) માં મિર્ઝા ઉચ્ચ કક્ષા ની જાણકારી ધરાવનારો નિષ્ણાંત હતો. મિર્ઝા ના એક ખાસ મુરીદ **મોલ્વી અબ્દુલ્લાહ સનોરી** પોતાનો જાત અનુભવ લખતા જણાવે છે કે :-

"એક દિન આપ કી નઝર સે મેરી નઝર મિલ ગઈ, તો મેરા દિલ પિગલ ગયા."

હવાલો :- "કાદિયા", જિલ્દ નં. ૨, પેઇજ નં. ૩૧૩

## મિર્ઝા ના પિતા નું અવસાન અને મિર્ઝા ની દંભી સટાસટી

મિર્ઝા ના પિતા ગુલામ મુર્તઝા નું ૮૫, વર્ષ ની વયે ઇ.સ. ૧૮૭૬ માં અવસાન થયું તે વખતે મિર્ઝા ની વય ૪૧, વર્ષ ની હતી. પિતા નું અવસાન થતાં મિર્ઝા ને છુટોદોર મળી ગયો. હવે તેને ટોકનાર, રોકનાર કે અંકુશ માં રાખનાર કોઈ ન

હતો. મિર્ઝા સંપૂર્ણ તૈયારી સાથે મૈદાન માં આવી ગયો. સૌ પ્રથમ તેણે પોતાને **"મરજ-એ-ખલાઇક"** (مرجع خلائق=જન આકર્ષણ કેન્દ્ર) બનાવવા પોતાને મહાન ઇબાદત ગુઝાર, નૈક, મુત્તકી, પરહેઝગાર અને **"સૂફી-એ-બા-સફા"** તરીકે ઓળખાવવા માટે વધુ પડતો દંભ આચર્યો. ત્યારબાદ સ્વંય ને **"ગયરતમંદ મુબલ્લિગે ઇસ્લામ"** એટલે કે સાચો અને હમદર્દ ઇસ્લામ નો પ્રચારક તરીકે ઓળખાવ્યો. ઇસ્લામ ની સાચી સેવા કરવા માટે તેણે પોતાનું સમગ્ર જીવન સમર્પિત કરી નાખ્યું છે, તેવું લોકોના મગજ માં ઠસાવી ને **લાહોર** (પાકિસ્તાન) અને તેની આસપાસ ના વિસ્તાર ના અનેક ભોળા લોકો ને સંમોહિત અને પ્રભાવિત કરીને પોતાના સમર્થક અને અનુયાયી બનાવી લીધા. લોકો ના ટોળે ટોળા તેની સાથે જોડાઈ જવા ઉમટી પડ્યા અને મિર્ઝા નો એક મોટો ચાહક વર્ગ અસ્તિત્વ માં આવી ગયો અને ચૌમેર મિર્ઝા ના ગુણગાન ગાનારા અકીદતમંદો મોટી સંખ્યા માં એકત્રિત થઈ ગયા.

લોકો ઉપર પોતાનો જાદૂ અસર કરી ગયો છે અને લોકો શ્રધ્ધા બલ્કે અંધ શ્રધ્ધા ની કક્ષાએ મારા ચાહક બલ્કે દીવાના બની ગયા છે, તે વાત ની મિર્ઝા ને પ્રતિતી થઈ જતાં મિર્ઝા ની પોતાની મંઝિલ સુધી પહોંચવાની ઝંખના સબળ બની. પ્રારંભિક સફળતા એ તેના આત્મવિશ્વાસ માં અનેરો વધારો કર્યો અને તેણે ધીરે ધીરે અને સમજદારી પૂર્વક આગળ વધવાનું શરૂ કર્યું.

એક સામાન્ય મુબલ્લિગ પછી સૂફી નો સ્વાંગ રચયો અને ત્યારબાદ પોતાને **મુજદ્દિદ**, પછી **મસીહ**, પછી **મસીહે મૌઉદ**, પછી **મહેદી** હોવાનો દાવો કર્યો. ત્યારબાદ પ્રગતિ કરીને પોતાને **નબી** અને **રસૂલ** તરીકે જાહેર કર્યો. નબુવ્વત અને રિસાલત





ના દાવા સુધી સિમિત ન રહીને અંતે તેણે **ખુદા** હોવાનો દાવો કરીને હાહાકાર મચાવી દીધો. જેની વિગતવાર અને સચોટ માહિતી માટે હવે પછી ના પૃષ્ઠો ધ્યાન પૂર્વક વાંચવાની તસ્દી લેવા વિનંતી છે.

## મિર્ઝા કાદીયાની દ્વારા નબુવ્વત ના દાવા ની પૂર્વ ભૂમિકા

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ અમૂક સંખ્યા માં પોતાના અનુયાયીઓ અને સમર્થકો બનાવી લીધા બાદ તેને મહાનતા ના સર્વોચ્ચ સ્થાને બિરાજવાની ચાનક ચડી. અહંકાર અને ઘમંડ ની મદિરા ના નશા માં ચકચૂર બની ને તેણે ગપગોળા અને ધતીંગ નો એવો મારો ચલાવ્યો કે તેના માટે **"કઝ્ઝાબે-આઝમ"** (સૌથી મોટો જુઠો) નો લકબ જ યોગ્ય ગણાશે.

સૌ પ્રથમ તેણે પોતાને **"મુજદ્દિદ"** તરીકે જાહેર કર્યો અને ત્યારબાદ ધીરે ધીરે નબુવ્વત ના મર્તબા તરફ ડગલા ભરવા માંડ્યા. કુરઆને મજીદ માં સાફ શબ્દો માં ઉલ્લેખ છે કે **હુઝૂરે અકદસ, રહમતે આલમ, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ** ખુદા ના આખરી નબી છે. આપ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પછી કોઈ પણ નબી નહીં આવે. જેનું વિગતવાર વર્ણન આ કિતાબ ના પ્રારંભિક પૃષ્ઠો માં છે. પણ મિર્ઝા કાદીયાની એ કુરઆન ના સ્પષ્ટ ફરમાન અને ચૌદ સો (૧૪૦૦) વર્ષ થી ઇસ્લામ માં પ્રચલિત અકીદા નું ઉલંધ્ધન કરીને "પોતે નબી છે." એવો પોકળ દાવો કરીને એક મહાન ફિત્નો ખડો કરીને ઇસ્લામી જગત માં ખળભળાટ મચાવી દીધો.

પોતે નબી છે અને ખુદા તરફ થી તેને 'વહી' (ખુદાઈ સંદેશ) આવે છે. તે માટે ની પૂર્વ ભૂમિકા નું આયોજન કરતાં મિર્ઝા લખે છે કે :-

| |
|---|
| "یہ کس قدر لغو اور باطل عقیدہ ہے کہ ایسا خیال کیا جائے کہ بعد آنحضرت ﷺ کے وحیٔ الٰہی کا دروازہ ہمیشہ کیلئے بند ہو گیا ہے اور آئندہ کو قیامت تک اس کی کوئی بھی امید نہیں۔" |
| حوالہ :۔ "ضمیمہ براہین احمدیہ"، مصنف :۔ مرزا غلام احمد قادیانی، حصّہ۵، صفحہ نمبر ۳۵۴ |
| **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-** |
| "આ કેટલી હદે અર્થહીન અને ખોટી માન્યતા છે કે એવું માની લેવા માં આવે કે આં હઝરત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પછી અલ્લાહ ની વહી નો દરવાજો હમેંશા માટે બંધ થઈ ગયો છે અને હવે પછી કયામત સુધી તેની કોઈ પણ આશા નથી" |
| હવાલો :- "ઝમીમા બરાહીને અહમદિયા"<br>લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની,<br>હિસ્સા : ૫, પેઇજ નં. ૩૫૪ |

# હવાલા માં રજૂ કરેલી અસલ કિતાબ નો ટાઈટલ પેઈજ

5







جاء الحق و زهق الباطل ان الباطل كان زهوقا

آنانکہ بر دعاوئ ما حملہ ہا کنند | وز راہ جہل عربدہ ہا برملا کنند
گر یک نظر کنند دریں نسخہ کتاب | ہست ایں یقیں کہ ترک عناد و وغا کنند
باور نمی کنم کہ نیایند عذر خواہ | ویں امر دیگر است کہ ترک حیا کنند

براہین احمدیہ

حصہ پنجم (۵)

ملقب

بالبراہین الاحمدیہ علی حقیقۃ کتاب اللہ القرآن والنبوۃ المحمدیہ

مؤلفہ

حضرت اقدس مرزا غلام احمد مسیح موعود علیہ السلام

## હવાલા માં રજૂ કરેલી પેઇજ નં. ૩૫૪ ની ઇબારત નો કિતાબ માં થી ઓરિજનલ પેઇજ :-



ضمیمہ براہین احمدیہ ۳۵۴ حصہ پنجم

کیا عزت اور کیا مرتبت اور کیا تاثیر اور کیا قوت قدسیہ اپنی ذات میں رکھتا ہے جس کی پیروی کے دعویٰ کرنے والے صرف اندھے اور نابینا ہیں۔ اور خدا تعالیٰ اپنے مکالمات و مخاطبات سے انکی آنکھیں نہیں کھولتا۔ یہ کس قدر لغو اور باطل عقیدہ ہے کہ ایسا خیال کیا جائے کہ بعد آنحضرت صلی اللہ علیہ وسلم کے وحی الٰہی کا دروازہ ہمیشہ کیلئے بند ہو گیا ہے اور آئندہ کو قیامت تک اس کی کوئی بھی امید نہیں۔ صرف قصوں کی پوجا کرو۔ پس کیا ایسا مذہب کچھ مذہب ہو سکتا ہے جس میں براہ راست خدا تعالیٰ کا کچھ بھی پتہ نہیں لگتا۔ جو کچھ ہیں قصے ہیں۔ اور کوئی اگرچہ اس کی راہ میں اپنی جان بھی فدا کرے اس کی رضا جوئی میں فنا ہو جائے اور ہر ایک چیز پر اس کو اختیار کرے تب بھی وہ اس پر اپنی شناخت کا دروازہ نہیں کھولتا اور مکالمات اور مخاطبات سے اس کو مشرف نہیں کرتا۔

میں خدا تعالیٰ کی قسم کھا کر کہتا ہوں کہ اس زمانہ میں مجھ سے زیادہ بیزار ایسے مذہب سے اور کوئی نہ ہوگا۔ میں ایسے مذہب کا نام شیطانی مذہب رکھتا ہوں نہ کہ رحمانی۔ اور میں یقین رکھتا ہوں کہ ایسا مذہب جہنم کی طرف لے جاتا ہے اور اندھا رکھتا ہے اور اندھا ہی مارتا اور اندھا ہی قبر میں لے جاتا ہے۔ مگر میں ساتھ ہی خدائے کریم و رحیم کی قسم کھا کر کہتا ہوں کہ اسلام ایسا مذہب نہیں ہے بلکہ دنیا میں صرف اسلام ہی یہ خوبی اپنے اندر رکھتا ہے کہ وہ بشرطیکہ سچی اور کامل اتباع ہمارے سید و مولیٰ آنحضرت صلی اللہ علیہ وسلم کی کی جائے مکالمات الٰہیہ سے مشرف کرتا ہے۔ اسی وجہ سے تو حدیث میں آیا ہے کہ علماء امتی کانبیاء بنی اسرائیل۔ یعنی میری امت کے علماء ربانی بنی اسرائیل کے نبیوں کی طرح ہیں۔ اس حدیث میں بھی علماء ربانی کو ایک طرف امتی کہا اور دوسری طرف نبیوں سے مشابہت دی ہے۔

اور خود ظاہر ہے کہ جبکہ خدا تعالیٰ قدیم سے اپنے بندوں کے ساتھ کلام کرتا آیا ہے یہاں تک کہ بنی اسرائیل میں عورتوں کو بھی خدا تعالیٰ کے مکالمہ اور مخاطبہ کا شرف حاصل ہوا ہے جیسے حضرت موسیٰ کی ماں اور مریم صدیقہ کو تو پھر یہ امت کیسی بدقسمت اور بدنصیب

ઇબારત શુરૂ

ઇબારત પૂરી





નબુવ્વત નો દાવો કરવા માટે ની પૂર્વ-ભૂમિકા સ્વરૂપે આવા અનેક વિધાનો મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ કરેલા જે બધા નો ઉલ્લેખ અહીં શક્ય ન હોય ફક્ત એક હવાલો અસલ કિતાબ ના ટાઇટલ તથા પેઇજ નં. ૩૫૪ ની ઝેરોક્ષ સાથે અહીં રજૂ કરેલ છે. જેના દ્વારા વાંચક મિત્રો મિર્ઝા ના દાવા ની માહિતી પ્રાપ્ત કરી શક્યા હશે.

હુઝૂરે અકદસ, ખાતેમુન્નબિય્યીન સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પછી પણ નબી ના આગમન ની શક્યતા હોવાની વાણી ઉચ્ચાર્યા બાદ હવે મિર્ઝા નબુવ્વત ના દાવા તરફ આગળ વધે છે અને સ્પષ્ટ શબ્દો માં નબી હોવાનો દાવો કરે છે.

# મિર્ઝા દ્વારા નબુવ્વત નો દાવો

હદીષો અને બુઝુર્ગાને દીન ના મુબારક ઇર્શાદો દ્વારા એ હકીકત પુરવાર થએલી છે કે જાહિલ (અજ્ઞાન) વ્યક્તિ ને શયતાન ઘણી જ સરળતા થી ગુમરાહ કરે છે. બલ્કે ચિત્ર-વિચિત્ર સ્વરૂપે તેની સમક્ષ ઉપસ્થિત થઇને તેને એવા ભ્રમ માં નાખે છે કે હું ખુદાઈ દૂત (ફરિશ્તો) છું અને તારી પાસે ખુદા નો પૈગામ લાવ્યો છું. ઘણી વખત શયતાન જાતજાતના સંકેતિત સ્વરે અને ક્યારેક અણ ઉકેલ ઘોંઘાટ દ્વારા તેને બેહકાવે છે કે તેના ઉપર "વહી" નાઝિલ થઈ રહી છે. તૂં ખુદા નો ચુંટી કાઢેલો, પસંદ કરેલો ખાસ બંદો છે અને ખુદાએ તને એટલી બધી નઝદીકી (સમીપતા) અર્પી છે કે હવે તું સામાન્ય કક્ષા નો બંદો નથી બલ્કે ખુદા નો મહેબૂબ બંદો અને નબી તથા રસૂલ છે.

કુરઆન શરીફ માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે :-

''اِنَّ الشَّيْطَانَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِيْنٌ'' (پارہ ۱۲،سورۂ یوسف، آیت ۵)

અનુવાદ :-**"બેઃશક, શયતાન આદમી નો ખુલ્લો દુશ્મન છે."**

(કન્ઝુલઈમાન)

વર્ણનીય આયત માં સ્પષ્ટ ફરમાવી દેવામાં આવ્યુ છે કે "શયતાન ઇન્સાન નો ખુલ્લો શત્રુ છે" શયતાન અવનવા પેંતરા રચીને લોકોને બહેકાવે છે. જાહિલ હોય કે આલિમ બધા ને શયતાન બહેકાવવા નો પ્રયત્ન કરે છે. બલ્કે અલ્લાહ ના મહેબૂબ બંદા ઔલિયા-એ-કિરામ ને પણ બેહકાવવા ના ષડયંત્રો શયતાન રચે છે. અલ્લાહ ના નૈક બંદાઓ એટલે કે ઔલિયા શયતાન ના મકરો-ફરેબ થી સુરક્ષિત રહે છે, જ્યારે જાહિલો ઘડી ના છઠ્ઠા ભાગ માં શયતાન ની લપેટ માં આવી જાય છે.

**પીરાને પીર, પીરે દસ્તગીર, શૈખ મોહયુદ્દીન, સય્યદેના અબ્દુલ કાદિર જીલાની, ગૌષે આઝમ બગદાદી રદીઅલ્લાહો તઆલા અન્હો** જેવા જલીલુલ કદ્ર વલી બલ્કે વલીઓ ના સરદાર ને પણ બહેકાવવાની એક વખત શયતાને કોશિશ કરેલી પણ **સરકારે ગૌષે પાક રદીઅલ્લાહો તઆલા અન્હો** શયતાને બિછાવેલી જાળ માં ફસાવવા થી આબાદ બચી ગએલા. **સરકાર ગૌષે પાક રદીઅલ્લાહો તઆલા અન્હો** જેવી હસ્તી કે જેઓ ઈમાન, અકીદા, ઇલ્મ અને અમલ ના મામલા માં હિમાલય પહાડ થી પણ વધુ અડગ અને અડીખમ હતા. તેવી મહાન ઝાતે ગિરામી ને શયતાન બહેકાવવાના પેતરા રચી શકે છે, તો મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની જેવા શરાબી અને લંપટ શખ્સ ને તો શયતાન ઘડી ના છઠ્ઠા ભાગ માં ગુમરાહ કરી શકે છે. મિર્ઝા કાદીયાની ને ગુમરાહ કરવો શયતાન માટે એક માંકડ (ખટમલ) મારવા જેવો આસાન કામ હતું અને તેમાં શયતાન સંપૂર્ણ પણે સફળ થયો.





ચાલો, સૌ પ્રથમ આપણે તે ઘટના ને આધાર ભૂત કિતાબ ના હવાલા થી જોઇએ કે મરદૂદ-શયતાને **સરકાર ગૌષે આઝમ રદીઅલ્લાહો તઆલા અન્હો** ને બહેકાવવા માટે કેવો પેંતરો રચેલો.

# ગૌષે આઝમ ને બહેકાવવા ની શયતાને કરેલી પૈંતરાબાઝી

**સરદારે ઔલિયા સય્યદેના શૈખ અબ્દુલ કાદિર જીલાની ગૌષે આઝમ બગદાદી રદીઅલ્લાહો તઆલા અન્હો** ના જીવન ચરિત્ર ઉપર દસમી સદી હિજરી માં **હઝરત અલ્લામા શૈખ ઇમામ યાહ્યા તાદની રહેમતુલ્લાહે અલૈહે** દ્વારા આલેખાએલી અરબી કિતાબ **"કલાએદુલ-જવાહિર"** માં છે કે :-

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રદીઅલ્લાહો તઆલા અન્હો ના ફરઝંદ હઝરત શૈખ મૂસા વર્ણન કરે છે કે :-

વાલિદે મોહતરમે મને આ પ્રસંગ કહી સંભળાવ્યો કે એક વખત હું ઉજ્જડ અને સુમસામ જંગલ માં પ્રવાસ કરી રહ્યો હતો. માર્ગ માં ક્યાંય પીવા માટે પાણી ન મળ્યું. જેથી મને સખ્ત તરસ લાગેલી. અચાનક મારા ઉપર એક વાદળું છવાઈ ગયું અને તેમાંથી ઝાકળ સ્વરૂપે પાણી ની ધાર ટપકવા લાગી. મૈં મારી તરસ બુઝાવી લીધી અને જલપાન દ્વારા સંતૃપ્ત થઈ ગયો. મૈં આકાશ તરફ મીટ માંડી ને જોયું તો એક અતિ-પ્રકાશિત રોશની અને નૂર દેખાયા. તે પ્રકાશ વચ્ચે થી એક આકૃતિ પ્રગટ થઈ અને મને સંબોધી ને કહ્યું કે :-

"એ અબ્દુલ કાદિર ! હું તારો રબ છું. મૈં તારા માટે તે બધી જ હરામ વસ્તુઓ હલાલ કરી છે, જે અન્ય કોઈ માટે હલાલ નથી કરી."

આ સાંભળી ને મૈં "અઉઝો-બિલ્લાહે-મિનશ-શયતાનિર-રજીમ" પઢીને તેને ધુત્કાર્યો. અચાનક તે નૂર અને પ્રકાશ અંધકાર માં પરિવર્તન પામી ને ધુમાડા નો સ્વરૂપ ધારણ કરી લીધો અને મને સંબોધન કર્યું કે :-

"તેં તારા ઇલ્મ, તારા રબ નો હુક્મ અને તારી ઇલ્મે ફિક્હ ની ઉચ્ચકક્ષા ની જાણકારી ના કારણે મારા ફરેબ થી છુટકારો મેળવી લીધો. નહીંતર મૈં આ રીતે સિંતેર (૭૦) એહલે તરીકત ને ગુમરાહ કરી નાખ્યા છે."

આ પ્રસંગ આપની ઝબાને થી સાંભળી ને આપની ખિદમત માં ઉપસ્થિત લોકોએ પુછ્યું કે આપને કેમ ખબર પડી કે તે શયતાન છે ? આપે પ્રત્યુત્તર આપતાં ફરમાવ્યું કે તેણે જ્યારે એવું કહ્યું કે મૈં તારા માટે હરામ ચીઝોં ને હલાલ કરી દીધી છે. તો તરત જ મને ખાત્રી થઈ ગઈ કે આવું કહેનારો શયતાન જ છે કેમકે અલ્લાહ તઆલા કદી પણ બૂરી બાબતો નો હુક્મ આપતો નથી. ઉપરાંત દીને ઈસ્લામ ના બધા કાનૂનો પરિપૂર્ણ થઈ ગયા બાદ હલાલ અને હરામ બાબતો માં કોઈ પણ પ્રકાર નો ફેરફાર શક્ય નથી."

હવાલો :- "કલાએદુલ-જવાહિર",
લેખક :- શૈખ મુહમ્મદ યાહ્યા તાદની
(ઉર્દૂ અનુવાદ), પ્રકાશક :- રઝા એકેડમી બોમ્બે,
પ્રકાશન વર્ષ : ઇ.સ. ૨૦૧૦, પેઇજ નં. ૭૨





વાંચક મિત્રો ! ઉપરોક્ત પ્રસંગ ને ધ્યાન પુર્વક વાંચી ને ચિંતન અને મનન કરશો તો તે વાસ્તવિકતા સામે આવશે કે **સય્યેદના ગૌષે આઝમ દસ્તગીર રદીઅલ્લાહો તઆલા અન્હો** જેવી મહાન અને મુકદ્દસ હસ્તી ને ગુમરાહ કરવા માટે શયતાને કેવો પેંતરો રચેલો ? પણ ગૌષે પાક તેની પ્રપંચી જાળ માં ફસાયા નહીં. શયતાને આપને ત્યાં સુધી કહ્યું કે આ પ્રમાણે મૈં સિંતેર (૭૦) એહલે તરીકત ને ગુમરાહ કર્યા છે.

તો જરા વિચારો ! તરીકત ની મંઝિલ ના કપરા સોપાનો સર કરવા માટે પ્રયત્નશીલ સિંતેર (૭૦) એહલે તરીકત ને શયતાન ગૈબી અવાજો, નૂર અને પ્રકાશ, વાદળા માં થી પાણી ની અમીધારા વગેરે દ્વારા આંજી નાખી ને ગુમરાહ કરી શકે છે, તો મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની જેવા **ટપોરી-મુલ્લા** ની શું વિસાત ? બલ્કે ત્યાં સુધી કહેવામાં પણ કોઈ અતિશ્યોકિત નહીં ગણાય કે શયતાન અને મિર્ઝા એક બીજા ના પુરક જ હતા. મિર્ઝા એક જાહિલ, વ્યભિચારી, દારૂડિયો, ઠગ, ધોકેબાજ, જુઠબોલનારો, વિશ્વાસઘાતી, લંપટ, કપટી, લફરાબાજ અને હીનકક્ષા ની મનોવૃતિ ધરાવનારો શખ્સ હતો. ઉપરાંત, તેને નામના અને કિર્તી ની ભૂખ હતી. સમાજ અને સમુદાય માં નામાંકિત નહીં તો છેવટે "નામચીન" બનીને લોકજીભે ચર્ચાસ્પદ બની રહેવાની જીજ્ઞાસા ધરાવતો હતો. તેને તો **ભાવતુ તું અને વૈદ્યે ચીંધ્યું** ની જેમ મનગમતો ઘાટ રચાયો હતો અને શયતાન ને એક કામાંધ શિષ્ય મળી ગયો. બન્ને પક્ષકારો ને **ભાઈ ને કોઈ દેતું ન હતું અને બાઈ ને કોઈ લેતું ન હતું** ની ફળશ્રૃતિ ના પરિણામ સ્વરૂપે સબંધ અને સગાઈ સ્થાપિત કરવાનો અવસર ઘણી જ સરળતા થી પ્રાપ્ત થઈ ગએલો.

મિર્ઝા કાદીયાની વિષે શરાબી વિગેરે દુ:ષણો ના જે વિશેષણો નો શબ્દ પ્રયોગ કરવા માં આવ્યો છે તે એક નક્કર અને સચોટ હકીકત છે. જે ખુદ મિર્ઝા કાદીયાની ની કિતાબો થી પુરવારિત છે. જેની વિસ્તૃત છણાવટ આ કિતાબ માં અંતિમ પૃષ્ઠો માં વાંચવા મળશે.

## મિર્ઝા કાદીયાની નો દાવો
## મારી પાસે જીબ્રઈલ આવે છે

શયતાને મિર્ઝા કાદીયાની ને પોતાના સકંજા માં બરોબર નો સપડાવેલો અને મિર્ઝા જહાલત (અજ્ઞાનતા) ના અંધકાર માં એવો અટવાએલો હતો કે તે સાચા-ખોટા ની પરખ નહોતો કરી શકતો અને શયતાન તેને જેમ નચાવતો તેમ નાચતો હતો. શયતાન તેની પાસે જીબ્રઈલ બનીને આવતો અને મિર્ઝા એવું માની લેતો કે સાચે જ જીબ્રઈલ મારી પાસે આવ્યો છે.

એક હવાલો અત્રે રજૂ છે :-

”جَاءَ نِی اٰئِیلُ(۱) وَاَخْتَارَ وَاَدَارَ اَصْبِعَهُ وَاَشَارَ اَنَّ وَعْدَاللّٰهِ اَتیٰ فَطُوْبیٰ لِمَنْ وَجَدَ وَرأی“

میرے پاس آیل آیا اور اس نے مجھے چن لیا اور اپنی انگلی کو گردش دی اور یہ اشارہ کیا کہ خدا کا وعدہ آ گیا۔ پس مبارک وہ جو اس کو پاوے اور دیکھے۔

(۱) اس جگہ آئیل خدا تعالیٰ نے جبرئیل کا نام رکھا ہے۔ اس لئے کہ بار بار رجوع کرتا ہے۔ (حاشیہ)





حوالہ : ”حقیقۃ الوحیٰ“ مصنف :۔ مرزا غلام احمد قادیانی ناشر:۔ مطبع میگزین، قادیان، صفحہ نمبر ۱۰۶۔

**ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

“મારી કને આઇલ(૧) આવ્યો અને તેણે મને ચુંટી લીધો અને પોતાની આંગળી ને હલાવી અને એ સંકેત કર્યો કે ખુદા નો વાદો (વચન) આવી ગયો. તો નસીબદાર છે તે, જે તેને પામે અને જુએ”

(૧) અહીં આઇલ ખુદાએ તઆલા એ જીબ્રઈલ નું નામ રાખ્યું છે, કેમકે વારંવાર આવ્યા કરે છે. (હાશિયા)

હવાલો :- “હકીકતુલ-વહી”, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પ્રકાશક :- મેગેઝીન પ્રેસ, કાદીયાન, પેઇજ નં. ૧૦૬

ઉપરોક્ત ફકરા માં મિર્ઝા કાદીયાની દાવો કરે છે કે મારી પાસે હઝરત જીબ્રઈલ આવે છે, મને ચુંટી કાઢે છે, મને આંગળી ના સંકેત દ્વારા ખુશ-ખબરી આપે છે.

આ દાવા દ્વારા મિર્ઝા બંધ શબ્દો માં પોતાના નબી હોવાનો દાવો કરે છે. કેમકે હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ નબી પાસે જ વહી લઈને આવે છે.

## હવાલા માં રજૂ કરેલી “હકીકતુલ-વહી” કિતાબ ની ઈબારત નો ઓરિજનલ કિતાબ નો ટાઈટલ પેઈજ :- 5

قادر کے کاروبار نمودار ہوگئے ۔ کافر جو کہتے تھے وہ گرفتار ہوگئے

وَلَقَدْ سَبَقَتْ كَلِمَتُنَا لِعِبَادِنَا الْمُرْسَلِينَ اِنَّهُمْ لَهُمُ الْمَنْصُورُوْنَ
وَاِنَّ جُنْدَنَا لَهُمُ الْغَالِبُوْنَ (سورة صافات)

وَكَفَانِي مِمَّا اُوْحِيَ اِلَيَّ هٰذَا الْوَحْيُ الْمُبَشِّر

قال ربك انه نازل من السّمآء ما يرضيك وما نتنزل الا بامر ربك
ما ارسل نبي الا اخزى به الله قوما لا يؤمنون ۔ ان الله مع الذين اتقوا
والذين هم محسنون ۔ وبشر الذين امنوا ان لهم الفتح ۔ والله متم
نوره ولو كره الكافرون كتب الله لاغلبن انا ورسلي لا تخف انى لا يخاف
لدى المرسلون

# حقیقۃ الوحی

خدا تعالیٰ کا ہزار ہزار شکر ہے کہ یہ کتاب جامع جس میں ہر ایک قسم کے
حقائق اور معارف اور بہت سے آسمانی نشان درج ہیں محض اسی کے
فضل اور کرم اور خاص اسکی توفیق اور تائید سے مرتب و تالیف ہو کر
مطبع میگزین قادیان میں باہتمام مینیجر مطبع کے چھپی

تعداد ایک ہزار جلد — تاریخ اشاعت ۱۵ مئی ۱۹۰۷ء





## હવાલા માં રજૂ કરેલી "હકીકતુલ-વહી" કિતાબ ની પેઇજ નં. ૧૦૬ ની ઇબારત નો ઓરિજનલ પેઇજ :-



لدن رب کریم ۔ در کلام تو چیزے ست کہ شعرا را در آں
تیرے کلام میں ایک چیز ہے جس میں شاعروں کو
دخلے نیست ۔ رب علمنی ما هو خير عندك ۔ يعصمك الله من
دخل نہیں ۔ اے میرے خدا مجھے وہ سکھلا جو تیرے نزدیک بہتر ہے تجھے خدا دشمنوں سے
العدا و يسطو بكل من سطا ۔ برز ما عندهم من الرماح ۔ انی
بچائے گا اور حملہ کرنے والوں پر حملہ کر دے گا ۔ انہوں نے جو کچھ اُن کے پاس ہتھیار تھے سب ظاہر کر دئے
ساخبره فی اخر الوقت ۔ انك لست على الحق ۔ ان الله رؤف
میں مولوی محمد حسین بٹالوی کو آخر وقت میں خبر دونگا کہ تو حق پر نہیں ہے ۔ خدا رؤف و
رحيم ۔ انا الناك الحديد ۔ انی مع الافواج اتيك بغتة ۔
رحیم ہے ۔ ہم نے تیرے لئے لوہے کو نرم کر دیا ۔ میں فوجوں کے ساتھ ناگہانی طور پر آؤں گا ۔
انی مع الرسول اجيب اخطى و اصيب ۔ وقالوا انى لك
میں رسول کے ساتھ ہو کر جواب دونگا اپنے ارادہ کو کبھی چھوڑ بھی دونگا اور کبھی ارادہ پورا کر دونگا ۔ اور کہینگے کہ تجھے یہ مرتبہ کہاں
هذا ۔ قل هو الله عجيب ۔ جاءنی ائیل واختار ۔ وادار اصبعه
سے حاصل ہوا ۔ کہہ خدا ذو العجائب ہے ۔ میرے پاس آئیل آیا اور اُس نے مجھے چن لیا ۔ اور اپنی انگلی کو گردش دی
و اشار ۔ ان وعد الله اتى ۔ فطوبى لمن وجد و رأى ۔ الامراض
اور یہ اشارہ کیا ۔ کہ خدا کا وعدہ آگیا ۔ پس مبارک وہ جو اُس کو پاوے اور دیکھے ۔ طرح طرح کی بیماریاں

حاشیہ ۔ اس وحی الٰہی کے ظاہری الفاظ یہ معنے رکھتے ہیں کہ میں خطا بھی کرونگا اور صواب بھی یعنی میں جو چاہونگا کبھی کرونگا اور کبھی نہیں ۔ اور کبھی میرا ارادہ پورا ہوگا اور کبھی نہیں ۔ ایسے الفاظ خدا تعالیٰ کے کلام میں آجاتے ہیں ۔ جیسا کہ احادیث میں لکھا ہے کہ میں مومن کی قبض روح کے وقت تردد میں پڑتا ہوں ۔ حالانکہ خدا تردد سے پاک ہے اسی طرح یہ وحی الٰہی ہے کہ کبھی میرا ارادہ خطا جاتا ہے اور کبھی پورا ہو جاتا ہے ۔ اسکے یہ معنے ہیں کہ کبھی میں اپنی تقدیر اور ارادہ کو منسوخ کر دیتا ہوں اور کبھی وہ ارادہ جیسا کہ چاہا ہوتا ہے ۔ منہ

※ اس جگہ آئیل خدا تعالیٰ نے جبرئیل کا نام رکھا ہے اس لئے کہ بار بار رجوع کرتا ہے ۔ منہ

ઇબારત પૂરી — ઇબારત શુરૂ

મિર્ઝા કાદીયાની ની ચાલબાજી જુઓ ! સૌ પ્રથમ એવું કહ્યું કે નબુવ્વત નો દરવાજો બંધ નથી થયો બલ્કે ખુલ્લો છે. હુઝૂરે અકદસ ખાતેમુન્નબીય્યીન સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ પછી પણ નબી આવી શકે છે. ત્યારબાદ પોતાને નબી ની કક્ષા માં પ્રવેશ આપવાના દૃષ્ટ આશય થી એવી જાહેરાત કરી કે હઝરત જીબ્રઈલ મારી પાસે આવે છે. ત્યારબાદ ખુલ્લમ ખુલ્લા નબુવ્વત નો દાવો કરી દીધો.

શયતાને મિર્ઝા કાદીયાની ને એવો ચકરાવે ચડાવી દીધો કે તેણે ગૈબી અવાજો અને ફરિશ્તા જેવો સ્વરૂપ ધારણ કરીને મિર્ઝા ને ખાત્રી ની કક્ષા માં એવું ઠસાવી દીધું કે તે ખુદા નો નબી છે અને તેના ઉપર વહી નાઝીલ થાય છે.

નબુવ્વત ના ખુલ્લમ ખુલ્લા દાવા ના પુરાવા માં ખૂદ મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ની જ કિતાબ નો હવાલો અત્રે રજૂ છે :-

| |
|---|
| ''اور میں اس خدا کی قسم کھا کر کہتا ہوں، جس کے ہاتھ میں میری جان ہے کہ اسی نے مجھے بھیجا ہے اور اسی نے میرا نام نبی رکھا ہے اور اسی نے مجھے مسیح موعود کے نام سے پکارا ہے اور اسی نے میری تصدیق کے لئے بڑے بڑے نشان ظاہر کئے ہیں، جو تین لاکھ تک پہنچتے ہیں۔'' |
| حوالہ : ''حقیقۃ الوحی'' مصنف :۔ مرزا غلام احمد قادیانی ناشر:۔ مطبع میگزین، قادیان، صفحہ نمبر ۵۰۳ |
| **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-** |
| **“અને હું તે ખુદા ની કસમ ખાઈ ને કહું છું, જેના હાથ માં મારા પ્રાણ છે કે તેણે જ મને મોકલ્યો છે** |





| |
|---|
| **અને તેણે જ મારૂં નામ નબી રાખ્યું છે અને તેણે જ મને ‘મસીહે મૌઊદ’ ના નામ થી સંબોધ્યો છે અને તેણે મારી સત્યતા ના પુરાવા માટે મોટા મોટા નિશાન જાહેર કર્યા છે, જે ત્રણ લાખ સુધી પહોંચે છે.”** |
| **હવાલો :- “હકીકતુલ-વહી”, લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પ્રકાશક :- મેગેઝીન પ્રેસ, કાદીયાન, પેઇજ નં. ૫૦૩** |

વર્ણનીય કિતાબ નો જ અન્ય એક હવાલો જોઇએ. ત્યાર બાદ તે બન્ને હવાલા ના ઓરિજનલ કિતાબ ના પેઇજ નંબર જોઈશું અને ત્યાર બાદ તે બન્ને હવાલા ઉપર સામુહિક ચર્ચા અને વિવેચન કરશું.

| |
|---|
| ''غرض اس حصہ کثیر وحئ الٰہی اور امور غیبیہ میں اس اُمّت میں سے میں ہی ایک فرد مخصوص ہوں اور جس قدر مجھ سے پہلے اولیاء اور ابدال اور اقطاب اس اُمّت میں سے گزر چکے ہیں، ان کو یہ حصّہ کثیر اس نعمت کا نہیں دیا گیا۔ پس اس وجہ سے نبی کا نام پانے کیلئے میں ہی مخصوص کیا گیا اور دوسرے تمام لوگ اس نام کے مستحق نہیں۔ کیونکہ کثرت وحی اور کثرت امور غیبیہ اس میں شرط ہے اور وہ شرط ان میں پائی نہیں جاتی۔'' |
| حوالہ : ''حقیقۃ الوحی'' مصنف :۔ مرزا غلام احمد قادیانی ناشر:۔ مطبع میگزین، قادیان، صفحہ نمبر ۴۰۶ اور ۴۰۷ |
| **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-** |
| **“ટૂંક માં અલ્લાહ ની વહી નું વિશેષ પ્રમાણ માં નાઝિલ** |

થવું અને ગૈબ ની બાબતો ની જાણકારી નું સૌભાગ્ય આ ઉમ્મત માં થી મેળવનાર વ્યક્તિ તરીકે ફક્ત મને જ મહત્વ આપવામાં આવ્યું છે. અને મારા પહેલાં ના જેટલા પણ ઔલિયા અને અબ્દાલ અને કુતુબો આ ઉમ્મત માં થઈ ગયા છે તેઓ ને આ નેઅમત નથી આપવામાં આવી. જેથી આ કારણસર નબી નું નામ ધારણ કરવા માટે ફક્ત મને જ ચુંટી કાઢવામાં આવ્યો છે. અને બીજા બધા લોકો આ નામ પ્રાપ્ત કરવાના હકદાર નથી કેમકે વધુ પ્રમાણ માં વહી નું આવવું અને વધુ પ્રમાણ માં ગૈબ ની બાબતો ની જાણકારી આ નામ મેળવવા માટે ની શર્ત છે અને આ શર્ત મારા સિવાય અન્યો માં જોવા માં નથી આવતી."

હવાલો :- "હકીકતુલ-વહી", લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પ્રકાશક :- મેગેઝીન પ્રેસ, કાદીયાન, પેઇજ નં. ૪૦૬ અને ૪૦૭

**નોટ :-** હવાલા માં રજૂ કરેલી બન્ને ઇબારતો અસલ કિતાબ ના પેઇજ સાથે હવે રજૂ થાય છે. જેનો ટાઇટલ પેઇજ આ કિતાબ ના પેઇજ નં. (૬૫) ઉપર છે.

## હવાલા માં રજૂ કરેલ બન્ને ઈબારતો ઓરિજનલ કિતાબ ના પેઈજ સાથે :-





(૧)

حقیقۃ الوحی ۵۰۳ تتمہ

وحی الٰہی نے مجھے ٹھیرایا ہے اور بتصریح بیان فرمایا کہ وہ میرے حق میں ہے اور میں خدا تعالیٰ
کی قسم کھا کر کہتا ہوں کہ یہ خدا تعالیٰ کا کلام ہے جو میرے پر نازل ہوا۔ ومن ینکرہ
فلیبارز للمباھلۃ ولعنۃ اللہ علیٰ من کذب الحق او افتریٰ علیٰ حضرۃ
العزۃ۔ اور یہ دعویٰ اُمت محمدیہ میں سے آج تک کسی اور نے ہرگز نہیں کیا کہ خدا تعالیٰ
نے میرا یہ نام رکھا ہے اور خدا تعالیٰ کی وحی سے صرف میں اس نام کا مستحق ہوں۔ اور
یہ کہنا کہ نبوت کا دعویٰ کیا ہے کس قدر جہالت کس قدر حماقت اور کس قدر حق سے خروج ہے۔
اے نادانو! میری مراد نبوت سے یہ نہیں ہے کہ میں نعوذ باللہ آنحضرت صلی اللہ
علیہ وسلم کے مقابل پر کھڑا ہو کر نبوت کا دعویٰ کرتا ہوں یا کوئی نئی شریعت لایا ہوں۔ صرف
مراد میری نبوت سے کثرت مکالمت ومخاطبت الٰہیہ ہے جو آنحضرت صلی اللہ علیہ وسلم کی
اتباع سے حاصل ہے۔ سو مکالمہ ومخاطبہ کے آپ لوگ بھی قائل ہیں۔ پس یہ صرف لفظی نزاع
ہوئی۔ یعنی آپ لوگ جس امر کا نام مکالمہ ومخاطبہ رکھتے ہیں۔ میں اُس کی کثرت کا نام بموجب
حکم الٰہی نبوت رکھتا ہوں۔ ولکل ان یصطلح۔

ઇબારત શુરૂ

اور میں اُس خدا کی قسم کھا کر کہتا ہوں جس کے ہاتھ میں میری جان ہے کہ اُسی نے مجھے بھیجا ہے
اور اُسی نے میرا نام نبی رکھا ہے اور اُسی نے مجھے مسیح موعود کے نام سے پکارا ہے اور اُس نے
میری تصدیق کے لئے بڑے بڑے نشان ظاہر کئے ہیں جو تین لاکھ تک پہنچتے ہیں جن میں سے

ઇબારત પૂરી

بطور نمونہ کسی قدر اس کتاب میں بھی لکھے گئے ہیں۔ اگر اُس کے معجزانہ افعال اور کھلے کھلے نشان جو
ہزاروں تک پہنچ گئے ہیں میرے صدق پر گواہی نہ دیتے تو میں اُس کے مکالمہ کو کسی پر ظاہر
نہ کرتا۔ اور نہ یقیناً کہہ سکتا کہ یہ اُس کا کلام ہے پر اُس نے اپنے اقوال کی تائید میں وہ
افعال دکھائے جنہوں نے اُس کا چہرہ دکھانے کے لئے ایک صاف اور روشن
آئینہ کا کام دیا +

(૨)

ઇબારત શુરૂ

غرض اس حصہ کثیر وحی الٰہی اور امور غیبیہ میں اس اُمت میں سے میں ہی ایک فرد مخصوص
ہوں اور جس قدر مجھ سے پہلے اولیاء اور ابدال اور اقطاب اس اُمت میں سے گزر چکے
ہیں انکو یہ حصہ کثیر اس نعمت کا نہیں دیا گیا پس اس وجہ سے نبی کا نام پانے کیلئے

ઇબારત પૂરી


حقیقۃ الوحی ۴۰۷ نشاناتِ صداقت

میں ہی مخصوص کیا گیا اور دوسرے تمام لوگ اس نام کے مستحق نہیں کیونکہ کثرت وحی اور
کثرت امور غیبیہ اس میں شرط ہے اور وہ شرط ان میں پائی نہیں جاتی اور ضرور تھا کہ
ایسا ہوتا تا کہ آنحضرت صلی اللہ علیہ وسلم کی پیشگوئی صفائی سے پوری ہو جاتی کیونکہ
اگر دوسرے صلحاء جو مجھ سے پہلے گذر چکے ہیں وہ بھی اسی قدر مکالمہ و مخاطبہ الٰہیہ اور
امور غیبیہ سے حصہ پالیتے تو وہ نبی کہلانے کے مستحق ہو جاتے تو اس صورت میں آنحضرت
صلی اللہ علیہ وسلم کی پیشگوئی میں ایک رخنہ واقع ہو جاتا اس لئے خدا تعالیٰ کی مصلحت نے ان
بزرگوں کو اس نعمت کو پورے طور پر پانے سے روک دیا جیسا کہ احادیث صحیحہ میں آیا ہے کہ
ایسا شخص ایک ہی ہوگا وہ پیشگوئی پوری ہو جائے اور یاد رہے کہ ہم نے محض نمونے کے
طور پر چند پیشگوئیاں اس کتاب میں لکھی ہیں مگر دراصل وہ کئی لاکھ پیشگوئیاں ہیں جن کا سلسلہ
ابھی تک ختم نہیں ہوا

★ ઉપરોક્ત ત્રણેય ઇબારતો (ફકરાઓ) નો સારાંશ એ છે કે મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની એ પોતાના નબી હોવાના બંણગા ફુંકી ને નીચે મુજબ ના દાવાઓ કર્યા છે.

- મારી પાસે હઝરત જીબ્રઇલ આવ્યા અને આંગળી નો ઇશારો કરીને કહ્યું કે ખુદા નો વા'દો (વચન) આવી ગયો. એટલે કે હું નબી તરીકે નિમણુંક પામી ને આવી ગયો.
- જે મને પામે (મળે) છે અને જુએ છે તે ખુશ-નસીબ છે.
- ખુદાએ મને મોકલ્યો છે અને મારૂં નામ નબી રાખ્યું છે.
- ખુદાએ મને "મસીહે મૌઉદ" એટલે કે હઝરત ઈસા અલૈહિસ્સલામ ના નામ થી મને સંબોધન કરેલ છે.
- મારી સત્યતા એટલે કે મારા નબી હોવાના પુરાવા માટે





અલ્લાહે મોટી મોટી નિશાનીઓ જાહેર કરી છે અને મારા નબી હોવાના પુરાવા માટે ત્રણ લાખ (૩,૦૦,૦૦૦) જેટલી નિશાનીઓ છે.

- વધુ પ્રમાણ (વિપુલ સંખ્યા) માં જેના ઉપર 'વહી' નાઝિલ થઈ છે તેવી વ્યક્તિ આ ઉમ્મત માં થી ફક્ત હું જ છું.
- વધુ પ્રમાણ માં ગૈબ ની બાબતો ની જાણકારી નું સૌભાગ્ય આ ઉમ્મત માં થી ફક્ત મને જ પ્રાપ્ત થયું છે.
- વહી નું નાઝિલ થવું અને ગૈબ ની બાબતો ની જાણકારી પ્રાપ્ત થવી એટલે કે નબી તરીકે નિમણુંક પામવી, મારા સિવાય આ ઉમ્મત માં થી અન્ય કોઈ ને નસીબ થએલ નથી.
- આ ઉમ્મત માં મારા સિવાય અન્ય કોઈ પણ નબી નો મરતબો નથી ધરાવતો. કેમકે નબી નો મરતબો મેળવવા માટે વધુ પ્રમાણ માં વહી નું નાઝિલ થવું અને વધુ પ્રમાણ માં ગૈબ ની બાબતો ની જાણકારી હોવી, અનિવાર્ય શર્ત છે અને આ બન્ને બાબતો મારા સિવાય અન્ય કોઈમાં જોવા માં આવતી નથી.

ઉપરોક્ત ત્રણ (૩) ઇબારતો સિવાય મિર્ઝા કાદીયાની ની કિતાબો થી ઓછા માં ઓછા પચાસ (૫૦) હવાલા પુરાવા સ્વરૂપે રજૂ કરી શકાય તેમ છે કે મિર્ઝા કાદીયાની એ અનેક વખત એવા દાવાઓ કરેલ છે કે :-

★ મારી પાસે હઝરત જીબ્રઈલ આવ્યા અને ખુદાનો પયગામ એટલે કે વહી લાવ્યા.

★ મારી ધાર્મિક ચળવળ અને મારા જીવન ની અંગત બાબત માં પણ ખુદાએ વહી દ્વારા મને માર્ગદર્શન આપ્યું છે.

મિર્ઝા કાદીયાની ના ઉપરોક્ત દાવા ટાઢા પહોર ના ગપગોળા અને સડેલા ભેજા ની બકવાસ સિવાય કંઈ જ નથી.

**કેમકે :–**

## હુઝૂરે અકદસે દુનિયા થી પર્દો ફરમાવ્યા બાદ હઝરત જીબ્રઈલ કદી દુનિયા માં નહીં આવે

હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ અલ્લાહ તઆલા ના તમામ ફરિશ્તાઓ ના સરદાર છે. અને તમામ ફરિશ્તાઓ થી તેઓનો મરતબો સર્વોચ્ચ છે. હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ ની મુખ્ય કામગિરી "વહી-એ-ઇલાહી" (અલ્લાહ નો સંદેશ, પૈગામ, ફરમાન) નબીઓ ને પહોંચાડવી. હઝરત આદમ થી પ્યારા આકા હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો તઆલા અલૈહિમ અજમઈન સુધી ના તમામ અંબિયા અને મુરસેલીન ની ખિદમત માં "વહી" લઈને હઝરત જીબ્રઈલ જ હાઝિર થતા. પ્રથમ નબી થી અંતિમ નબી સુધી ના તમામ નબીઓ ની ખિદમત માં હઝરત જીબ્રઈલ જ વહી લઈને આવતા. હઝરત જીબ્રઈલ સિવાય ના અન્ય કોઈ ફરિશ્તા એ અંબિયા-એ-કિરામ ની ખિદમત માં "વહી" પહોંચાડવાની ખિદમત અંજામ નથી આપી. ટૂંક માં "વહી" લઈને આવવાની કામગિરી ફક્ત હઝરત જીબ્રઈલે જ અંજામ આપી છે.

પણ હુઝૂરે અકદસ ખાતેમુન્નબિય્યીન સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે દુનિયા થી પર્દો ફરમાવ્યા બાદ હઝરત જીબ્રઈલ કદી પણ દુનિયા માં નહીં આવે. હુઝૂરે અકદસ





સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે દુનિયા ની પર્દો ફરમાવ્યો. તેનું વર્ણન નીચે મુજબ છે.

"اس کے بعد ملک الموت نے دروازے پر اجازت چاہی۔ جبرئیل نے کہا یہ ملک الموت ہیں، حاضر ہونے کی اجازت چاہتے ہیں۔ حالانکہ آپ سے پہلے کسی آدمی کے پاس آنے کی انہوں نے اجازت نہ چاہی اور نہ آپ کے بعد کسی آدمی کے پاس آنے کی اجازت چاہیں گے۔ حضور صلی اللہ علیہ وآلہ وسلم نے فرمایا: ان کو اجازت دے دو۔ تو وہ رسول اللہ صلی اللہ علیہ وسلم کے سامنے آ کر کھڑے ہو گئے اور کہا کہ اللہ تعالیٰ نے مجھے آپ کی طرف بھیجا ہے اور مجھے حکم دیا ہے کہ آپ جو مجھے حکم فرمائیں، اس میں آپ کی اطاعت کروں۔ اگر آپ مجھے اپنی روح قبض کرنے کا حکم فرمائیں، تو میں اسے قبض کروں اور اگر آپ مجھے اپنی روح کو چھوڑنے کا حکم فرمائیں تو میں اسے چھوڑ دوں۔ حضور صلی اللہ علیہ وآلہ وسلم نے فرمایا: اے ملک الموت! کیا تم یہ کرو گے؟ ملک الموت نے کہا: ہاں! مجھے اسی کا حکم دیا گیا ہے۔ اس وقت جبرئیل علیہ السلام نے فرمایا کہ اللہ تعالیٰ آپ کی لقاء کا مشتاق ہے۔ حضور صلی اللہ علیہ وآلہ وسلم نے فرمایا: اے ملک الموت! جس بات کا تمہیں حکم دیا گیا ہے، اس پر عمل کرو۔ اس پر جبرئیل علیہ السلام نے کہا: "السلام علیک یا رسول اللہ" یہ میرا زمین پر اُترنا آخری ہے۔ اور رسول اللہ صلی اللہ علیہ وآلہ وسلم نے وفات پائی۔

حوالہ :- "خصائص الکبریٰ فی المعجزات خیر الورٰی" مصنف :- امام اجل حضرت عبدالرحمٰن جلال الدین سیوطی (المتوفی سنہ ۹۱۱ھ) اردو ترجمہ، مترجم مفتی غلام معین الدین نعیمی، ناشر :- اعتقاد پبلیشنگ ہاؤس، دہلی، **جلد:۲، صفحہ نمبر:۵۸۰**

**ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

"ત્યારબાદ મલકુત-મૌતે દરવાજા થી ઇજાઝત માંગી. જીબ્રઈલે કહ્યું કે આ મલકુલ-મૌત છે. હાઝિર થવાની પરવાનગી માંગે છે. જો કે આપ ના પહેલા કોઈ પણ

ઇન્સાન પાસે આવવાની રજા નથી માંગી અને આપના પછી કોઈ પણ માણસ પાસે આવવાની રજા નહીં માંગે. હુઝૂરે ફરમાવ્યું : તેને ઇજાઝત આપી દો. તો તેઓ (મલકુલ-મૌત) રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ની સામે આવી ને ઉભી ગયા. અને કહ્યું કે અલ્લાહ તઆલા એ મને આપની પાસે મોકલ્યો છે અને મને હુક્મ આપ્યો છે કે આપ જે આદેશ આપો તેનું પાલન કરૂં. જો આપ મને આપની રૂહ કબ્ઝ કરવાનો હુક્મ ફરમાવો, તો હું તેને કબ્ઝ કરૂં અને જો આપ મને આપની રૂહ ને તજી દેવાનો હુક્મ ફરમાવો, તો હું તેને તજી દઉં. હુઝૂરે ફરમાવ્યું કે એ મલકુલ-મૌત ! શું તમે આવું કરશો ? મલકુલ-મૌતે કહ્યું કે હા!, મને તેવો જ હુક્મ આપવામાં આવ્યો છે. તે વખતે જીબ્રઈલ અલૈહિસ્સલામે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તમારી મુલાકાત માટે ઉત્કૃષ્ટ (મુશ્તાક) છે. હુઝૂરે ફરમાવ્યું: એ મલકુલ-મૌત ! જે વાત નો તમને હુક્મ આપવા માં આવ્યો છે, તેની અમલવારી કરો. આ સાંભળી ને જીબ્રઈલ અલૈહિસ્સલામે કહ્યું કે **અસ્સલામો અલયકા યા રસૂલલ્લાહ ! મારૂં આ ધરતી ઉપર આવવું અંતિમ વખત નું છે.** અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે ઇન્તકાલ ફરમાવ્યો."

**હવાલો :- "ખસાઇસે-કુબ્રા-ફિલ-મોઅજઝાતે-ખૈરિલ-વરા"** લેખક :- ઇમામે અજલ હઝરત અબ્દુર્રહમાન જલાલુદ્દીન સુયૂતી (ઇન્તેકાલ સ.હિ. ૯૧૧), ઉર્દૂ અનુવાદક: મુફ્તી ગુલામ મુઈનુદ્દીન નઈમી, પ્રકાશક : એતકાદ પબ્લિશીંગ હાઉસ, દિલ્હી, ભાગ નં. ૨, પેઇજ નં. ૫૮૦





**હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ હવે એટલે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે દુનિયા થી પરદો ફરમાવ્યા બાદ ઝમીન માં કદી નહીં આવે. બલ્કે દુનિયા માં કોઈ પણ વ્યક્તિ પાસે નહીં આવે.**

**એક અતિ મહત્વ નો હવાલો અત્રે રજૂ છે :-**

فَوَقَفَ بَيْنَ يَدَى رَسُوْلِ اللّٰهِ ﷺ فَقَالَ : إِنَّ اللّٰهَ أَرْسَلَنِىْ إِلَيْكَ، وَأَمَرَنِىْ أَنْ أُطِيْعَكَ فِيْمَا أَمَرْتَنِىْ، إِنْ أَمَرْتَنِىْ أَنْ أَقْبِضَ نَفْسَكَ قَبَضْتُهَا يَا أَحْمَدُ، وَإِنْ أَمَرْتَنِىْ أَنْ أَتْرُكَهَا تَرَكْتُهَا قَالَ : وَتَفْعَلُ ذٰلِكَ يَا مَلَكَ الْمَوْتِ؟ قَالَ نَعَمْ، بِذٰلِكَ أُمِرْتُ أَنْ أُطِيْعَكَ فِىْ كُلِّ مَا أَمَرْتَنِىْ، فَقَالَ جِبْرِيْلُ : يَا أَحْمَدُ إِنَّ اللّٰهَ قَدِ اشْتَاقَ إِلٰى لِقَائِكَ .فَقَالَ : يَا مَلَكَ الْمَوْتِ اِمْضِ لِمَا أُمِرْتَ بِهٖ فَقَالَ جِبْرِيْلُ عَلَيْهِ الصَّلَاةُ وَالسَّلَامُ :عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ، هٰذَا آخِرُ مَوْطِئِى الْأَرْضِ. وَفِىْ حَدِيْثِ أَبِى هُرَيْرَةَ عِنْدَ ابْنِ الْجَوْزِىِّ وَهٰذَا آخِرُ عَهْدِىْ بِالدُّنْيَا بَعْدَكَ، وَهٰذَا آخِرُ عَهْدِكَ بِهَا، وَلَنْ أَسْتَأْذِنَ عَلٰى هَالِكٍ مِنْ بَنِىْ آدَمَ بَعْدَكَ، وَلَنْ أَهْبُطَ إِلَى الْأَرْضِ عَلٰى أَحَدٍ بَعْدَكَ أَبَدًا، فَوَجَدَ النَّبِىُّ -صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ -سَكَرَاتَ الْمَوْتِ.

حوالہ :۔ (۱) " سُبُلُ الْهُدٰى وَالرَّشَادِ فِىْ سِيْرَةِ خَيْرِ الْعِبَادِ " (عربی)
مصنف :۔ امام محمد بن یوسف الصالحی الشامی (المتوفی ۹۴۲ھ)
ناشر:۔ دارالکتب العلمیہ، بیروت، لبنان، الطبعۃ الاولیٰ،
سن طباعت ۱۴۱۴ھ، جلد:۱۲، باب:۲۴، صفحہ نمبر:۲۶۴

(۲) ”شرح العلامہ الزرقانی علی المواھب“ (عربی) مصنف :۔ محمد بن عبد الباقی بن یوسف زرقانی (المتوفی ۱۱۲۲ھ) ناشر:۔ دار الکتب العلمیہ، بیروت، لبنان، جلد:۱۲، صفحہ نمبر: ۱۲۸

**ઉપરોક્ત અરબી ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"અને મલકુલ-મૌત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ) સમક્ષ ઉપસ્થિત થયા અને કહ્યું કે અલ્લાહે મને આપની સેવા માં એવો હુક્મ આપી ને મોકલ્યો છે કે આપના આદેશ નું પાલન કરૂં. યા રસૂલલ્લાહ ! જો આપ સમંતિ આપો તો આપની રૂહ કબ્જ કરૂં અને જો આપ અસંમતિ વ્યક્ત કરો તો આપ ની રૂહ કબ્જ ન કરૂં. હુઝૂરે ફરમાવ્યું કે એ મલકુલ મૌત ! શું તમો એ પ્રમાણે જ કરશો ? મલકુલ મૌતે અર્ઝ કરી કે હા, મને એવો જ હુક્મ આપવા માં આવ્યો છે કે આપ જે કંઈ આદેશ આપો, તેને બજાવી લાવું. ત્યારે જીબ્રાઈલે કહ્યું કે યા રસૂલલ્લાહ ! અલ્લાહ તમારી મુલાકાત માટે મુશ્તાક (ઉત્સુક) છે. હુઝૂરે ફરમાવ્યું કે એ મલકુલ મૌત ! જે કામ માટે તમને હુક્મ કરવા માં આવ્યો છે (રૂહ કબ્જ કરવાનો) તે કામ પુરૂં કરો. તે વખતે હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલાતો વસ્સલામે અર્ઝ કરી કે યા રસૂલલ્લાહ ! અત્યારે મારૂં ધરતી ઉપર આવવું છેલ્લી વખત નું છે.**

**અને હઝરત અબૂ હુરૈરા ની હદીષ માં ઇબ્ને જૌઝી ના વર્ણન મુજબ હઝરત જીબ્રઈલે અર્ઝ કરી કે આપ ના પછી અન્ય કોઈ થી તેની રૂહ કબ્જ કરવાની રજા**





**નહીં માંગુ અને આપ ના પર્દો ફરમાવ્યા પછી કોઈ ના પ્રત્યે (કોઈ ની પાસે) આ ધરતી માં નહીં આવું."**

**હવાલો :-**

**(૧) "સુબુલુલ-હુદા-વર-રશાદ-ફી-સીરતે-ખયરિલ-ઇબાદ" (અરબી) લેખક :- ઇમામ મુહમ્મદ બિન યૂસુફ સાલેહી શામી, (ઇન્તેકાલ સ.હિ. ૯૪૨), પ્રકાશક:- દારૂલ-કુતુબુલ-ઇલ્મિયા, બૈરૂત, લેબનાન, આવૃતિ પહેલી, પ્રકાશન વર્ષ હિજરી સન. ૧૪૧૪, જિલ્દ નં. ૧૨, પ્રકરણ નં. ૨૪, પેઇજ નં. ૨૬૪**

**(૨) "શરહે-ઝરકાની-અલલ-મવાહિબ" (અરબી) લેખક :- ઇમામ મુહમ્મદ બિન અબ્દુલ બાકી બિન યૂસુફ ઝરકાની, (ઇન્તેકાલ સ.હિ. ૧૧૨૨), પ્રકાશક:- દારૂલ-કુતુબુલ-ઇલ્મિયા, બૈરૂત, લેબનાન, જિલ્દ નં. ૧૨, પેઇજ નં. ૧૨૮**

**ઇસ્લામી સાહિત્ય ની ત્રણ (૩) આધારભૂત કિતાબો કે જેની સર્વ માન્યતા માં કશો જ સંશય કે વિવાદ નથી, તે ત્રણ કિતાબો (૧) ખસાઇસે-કુબ્રા-ફિલ-મોઅજઝાતે-ખૈરિલ-વરા (અરબી/ઉર્દૂ) (૨) સુબુલુલ-હુદા-વર-રશાદ-ફી-સીરતે-ખયરિલ-ઇબાદ (અરબી) અને (૩) શરહે-અલ્લામા-ઝરકાની-અલલ-મવાહિબ (અરબી) ના હવાલા દ્વારા સ્પષ્ટ પુરવાર થઈ ગયું છે કે :-**

- **હુઝૂરે અકદસ, ખાતેમુન્નબિય્યીન સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે દુનિયા થી પર્દો ફરમાવ્યા બાદ વહી ની ખિદમત અંજામ આપનાર ફરિશ્તા હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ કદી પણ આ ધરતી ઉપર તશરીફ નહીં લાવે.**

- **હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હો દ્વારા રિવાયત કરેલી હદીષ માં તો ત્યાં સુધી વર્ણન છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે પર્દો ફરમાવ્યા બાદ હઝરત જીબ્રઈલ કદાપી આ ધરતી માં આગમન નહીં કરે અને કોઈ પણ વ્યક્તિ પાસે હવે હઝરત જીબ્રઈલ નહીં આવે.**

## વાંચક મિત્રો ! ફેંસલો કરો.

નબુવ્વત નો જુઠો દાવેદાર મિર્ઝા ગુલામ અહમદ **કાદીયાની પોતાની કિતાબો માં અનેક વખત કહી ચુક્યો અને લખી ચુક્યો છે કે હઝરત જીબ્રઈલ મારી પાસે આવે છે, મારા ઉપર વહી આવે છે. મારા ઉપર ખુદા પૈગામ મોકલે છે.** વગેરે વગેરે, જેનું તારણ એ કે મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ઉપર સેંકડો બલ્કે હઝારો વખત વહી આવી છે.

## તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે :-

હુઝૂરે અકદસ, સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ જ્યાર થી આ દુનિયા થી પર્દો ફરમાવી ચુક્યા છે, ત્યાર થી હઝરત જીબ્રઈલ નું આ ધરતી ઉપર નું આગમન સદંતર બંધ છે. અને વહી લાવવાની ફરજ ફક્ત હઝરત જીબ્રઈલ જ અંજામ આપે છે. તો પ્રશ્ન એ છે કે મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની પાસે વહી લઈને કોણ આવતું હતું ?

## ઉત્તર સ્પષ્ટ છે કે :-

**વહી ના નામે તેની પાસે શયતાન આવતો હતો અને** મિર્ઝા એવા ભ્રમ માં રાચતો હતો કે તેની પાસે વહી લઈને જીબ્રઈલ આવે છે. મિર્ઝા પાસે મઝહબી જ્ઞાન ની ઉણપ હતી.





**તેને એટલી પણ જાણકારી ન હતી કે 'વહી' નો સિલસિલો હવે બંધ થઈ ગયો છે અને હવે હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ આ ધરતી ઉપર કદી પણ નહીં આવે.**

જાહિલ મિર્ઝા સિયાલકોટ થી પોતાના ઘરે કાદીયાન પરત ફર્યા બાદ નવ (૯) મહીના સુધી એક રૂમ માં પુરાઈ જઈ ને વિર્દો-વઝાઇફ માં સતત વ્યસ્ત રહ્યો અને શયતાન ની હડફેટે ચડી ગયો અને શયતાને તેને પોતાની પ્રપંચી જાળ ની લપેટ માં લઈ લીધો. કેમકે મિર્ઝા જાહિલ-આબિદ એટલે કે અજ્ઞાન ઉપાસક તરીકે આરાધના માં મગ્ન થએલો અને આવો જાહિલ આબિદ શયતાન ના ફંદા માં તાત્કાલિક ફસાઈ જાય છે. કેમકે:-

## ઔલિયા-એ-કિરામ ફરમાવે છે કે :-

"صوفی جاہل شیطان کا مسخرہ ہے" (حوالہ :- مقال العرفاء باعزاز شرع و علماء)

از:- امام احمد رضا بریلوی - مطبوعہ :- حسنی پریس، بریلی- صفحہ-۱۴

## એટલે કે :-

### "સૂફી જાહિલ શયતાન નો મસ્ખરો છે"

(હવાલો :- **"મકાલુલ-ઓરફા-બે-એઅ્‌ઝાઝે-શરઅ-વ-ઓલમા"** લેખક :- ઇમામ અહમદ રઝા બરેલ્વી, પ્રકાશક :- **હસની પ્રેસ બરેલી, પેઇજ નં. ૧૪**

અનેક મહાન વલીઓ એ એક સ્વરે ઉપરોક્ત મંતવ્ય વ્યક્ત કરીને "ગાગર માં સાગર" જેવી અર્થ સભર વાણી ઉચ્ચારી છે.

નોટ :- مسخرہ = મસ્ખરા = Buffoon = વિદૂષક, મુર્ખો, પરિહાસ

- ફતાવા-રઝવિયા (અનુવાદિત) જીલ્દ નં. ૨૧, પેઇજ નં. ૫૨૮ માં ઇમામ અહમદ રઝા, મુહક્કિક બરેલ્વી એ

**સુનને ઇબ્ને માજા, બાબ ફઝલુલ ઓલોમા, પ્રકાશક :- એચ. એમ. સઈદ કંપની. કરાચી, પેઇજ નં. ૨૦ નું સારાંશ લખતા ફરમાવે છે કે :-**

”بے علم مجاہدہ کرنے والوں کو شیطان انگلیوں پر نچاتا ہے، منہ میں لگام، ناک میں نکیل ڈال کر جدھر چاہے کھینچے پھرتا ہے اور وہ اپنے جی میں سمجھتے ہیں کہ ہم اچھا کام کررہے ہیں“

**-: અનુવાદ :-**

**“ઇલ્મ વિના મુજાહેદો કરનારાઓ ને શયતાન આંગળીયો ઉપર નચાવે છે, મોઢા માં લગામ અને નાક માં નકીલ (મોરડો) નાખી ને જ્યાં ઇચ્છે છે ત્યાં ખેંચતો ફરે છે અને તે જાહિલ મુજાહેદો કરનારા એવું સમઝે છે કે અમો સારૂં કામ કરી રહ્યા છીએં.”**

**મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની** ની પણ શયતાને આવી જ હાલત કરેલી. ઇલ્મ હતું નહીં અને નવ નવ મહીના સુધી એકાંતવાસ માં ધર્મધ્યાન કરવા બેસી ગયો અને શયતાન ની હડફેટે ચડી ગયો. શયતાને તેને બરાબર નો મુર્ખ બનાવયો. મિર્ઝા એક વિદૂષક બનીને શયતાન ના હાથ નો રમકડો બની ગયો. જેમ શયતાન ચાવી મારતો તેમ મિર્ઝા નખરા કરતો. શયતાને તેને એટલી હદે પલોટેલો કે મિર્ઝા ની બુધ્દ્ધિ અને નિર્ણય શક્તિ છીણ થઈ ગએલી. તેને સાચુ શું ? અને ખોટું શું? તેનું ભાન રહ્યું નહીં. શયતાને તેને એવા ભ્રમ માં નાખી દીધેલો કે હવે તૂં સામાન્ય કક્ષા નો ઇન્સાન નથી, મુહદ્દિષ, હાદી, મુજદ્દિદ, મુસ્લેહ, મસીહ, મહેદી ના દરજ્જાઓ તેં તબક્કાવાર પસાર કરી લીધા અને હવે **નબુવ્વત** ના ઉચ્ચ દરજ્જે બિરાજીત છે. ખુદા થી તારી નિકટતા અને સમીપતા એટલી





ગાઢ છે કે ખુદા ગૈબી અવાઝ દ્વારા તારી સાથે વાર્તાલાપ કરે છે. તને જે મરતબો પ્રાપ્ત થયો છે, તે આ ઉમ્મત માં અન્ય કોઈ ને પ્રાપ્ત નથી થયો. માટે હવે તને મારા મારફ્ત અથવા ડાયરેક્ટ ખુદા તરફ થી જે વહી (સંદેશ, પૈગામ, આદેશ) આવે, તેને લોકો વચ્ચે ફેલાવ, તેનો બહોળો પ્રચાર અને પ્રસાર કર.

બસ ! થઈ ગયું ! મિર્ઝા એ ઈમાન નું દેવાળું ફુંકી નાખ્યું અને એક વિદૂષક સ્વરૂપે જે આડેધડ નિવેદનો કર્યા છે, તે અતિ-ધૃણાસ્પદ અને હાસ્યાસ્પદ છે. મિલ્લતે ઇસ્લામિયા ની એકતા છિન્ન ભિન્ન કરી નાખી ને સુધાર ના બદલે બગાડ ની પ્રવૃત્તિઓ આદરી અને કયામત સુધી બાકી રહેનારો ફિત્નો સ્થાપિત કરી નાખ્યો.

અહીં પ્રસંગ ને અનુરૂપ અને અનૂસંધિત ફક્ત બે (૨) હવાલાઓ રજૂ છે :-

પીરાને પીર, પીરે દસ્તગીર, હઝરત સૈયદના મોહયુદ્દીન અબ્દુલ કાદિર ગૌષે આઝમ જીલાની રદીઅલ્લાહો તઆલા અન્હો ફરમાવે છે કે :-

”تَفَقَّهُ ثُمَّ اِعْتَزَلْ . مَنْ عَبَدَاللّٰهَ بِغَيْرِ عِلْمٍ كَانَ مَا يُفْسِدَهُ اَكْثَرُ مِمَّا يُصْلِحَهُ“

ترجمہ:۔ ”فقہ حاصل کر، اس کے بعد خلوت نشین ہو۔ جو بغیر علم کے خدا کی عبادت کرے وہ جتنا سنوارے گا، اس سے زیادہ بگاڑے گا۔“

حوالہ:۔ ”بہجۃ الاسرار“ (عربی)، ناشر:۔ مصطفیٰ البابی، قاہرہ، مصر، صفحہ: ۵۳

**ઉપરોક્ત અરબી/ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

“ફિકહ (શરીઅત ના નિયમો નું જ્ઞાન) હાસિલ કર, ત્યારબાદ એકાંતવાસી બન. જે શખ્સ ઇલ્મ

વગર ખુદા ની ઇબાદત કરે છે, તે જેટલો સુધારશે, તેના થી વધુ બગાડશે."

હવાલો :- "બેહજતુલ-અસ્રાર" (અરબી) પ્રકાશક:- મુસ્તફા અલ-બાબી, કૈરો, ઇજીપ્ત, પેઇજ નં. ૫૩

ઉપરોક્ત ફકરા માં હઝરત પીરાને પીર, ગૌષે આઝમ દસ્તગીર, રદીઅલ્લાહો તઆલા અન્હો સ્પષ્ટ શબ્દો માં ફરમાવી રહ્યા છે કે જે વ્યક્તિ શરીઅત ના નિયમો, કાનૂનો અને અન્ય ઝરૂરી માહિતી ની જાણકારી વગર એકાંતવાસ માં બેસીને ઇબાદત માં મગ્ન થશે, તેવા જાહિલ-આબિદ ને શયતાન તરત જ બહેકાવી નાખશે અને તેવો શખ્સ સુધારવા ના બદલે બગાડવા ની પ્રવૃત્તિઓ વધુ કરશે. ભલાઈ ના બદલે બુરાઈ ફેલાવશે. એટલે કે પોતાની પવિત્રતા ના દંભ અને પોતાને ખુદા નો મકબૂલ બંદો હોવાના ભ્રમ માં આડેધડ નિવેદનો અને ઢંગધડા વગર ના વિધાનો દ્વારા ઇસ્લામી સંપ્રદાય ના શાંત અને નિરવ વાતાવરણ માં હોબાળો મચાવી દઈને ફિત્ના-ફસાદ દ્વારા વાતાવરણ ને પ્રદુષિત કરી નાખશે અને સમાજ માં અનેક વિખવાદો ખડા કરી દેશે.

- ઇમામે અજલ, આરિફે બિલ્લાહ, સૈયદી અબ્દુલ વહાબ શેઅરાની કુદ્દિસા સિર્રહૂ પોતાની કિતાબ માં ફરમાવે છે કે :-





" اِنَّ اللّٰهَ تَعَالیٰ قَدْ اَقْدَرَ اِبْلِیْسَ کَمَا قَالَ الْغَزَالِیُ وَغَیْرُہٗ عَلیٰ اَنْ یُّقِیْمَ لِلْمُکَاشِفِ صُوْرَۃَ الْمَحَلِّ الَّذِیْ یَاخُذُ عِلْمَہٗ مِنْہُ مِنْ سَمَآءٍ اَوْ عَرْشٍ اَوْکُرْسِیٍّ اَوْ قَلَمٍ اَوْ لَوْح فَرُبَمَاظَنَّ اَلْمَکَاشِفُ اَنَّ ذَالِکَ الْعِلْمُ عَنِ اللّٰهِ عَزَّوَجَلَّ فَاَخَذَ بِہٖ فَضَلَ فَاضِلَ فَمِنْ ھُنَا اَوْجَبُوْاعَلَی الْمُکَاشِفِ اَنَّہٗ یُعْرَضُ مَا اَخَذَہٗ مِنَ الْعِلْمِ مِنْ طَرِیْقِ کَشْفِہٖ عَلَی الْکِتَابِ وَالسُّنَّۃِ قَبْلَ الْعَمَلِ بِہٖ فَاِنْ وَافَقَ فَذَاکَ وَاِلَّا حَرَامٌ عَلَیْہِ الْعَمَلُ بِہٖ "

ઉપરોક્ત અરબી ઇબારત નો ઉર્દૂ અનુવાદ :-

"بیشک اللہ تعالیٰ نے ابلیس کو قدرت دی ہے جسے حجۃ الاسلام امام غزالی وغیرہ اکابر نے تصریح کی ہے کہ صاحب کشف آسمان، عرش، کرسی، لوح، قلم جہاں سے اپنے علوم حاصل کرتا ہے، اس مکان کی ساختہ تصویر اس کے سامنے قائم کردے (اور حقیقت میں وہ عرش، کرسی، لوح وقلم نہ ہوں۔ شیطان کا دھوکہ ہوں، اب شیطان اس دھوکے کی ٹٹی سے اپنا شیطانی علم القاء کرے) اور یہ صاحب کشف اسے اللہ عزوجل کی طرف سے گمان کر کے عمل کر بیٹھے۔ خود بھی گمراہ ہوا، اوروں کو بھی گمراہ کرے۔ اسی لئے ائمہ نے اولیاء کشف والے پر واجب کیا ہے کہ جو علم بذریعہ کشف حاصل ہوا، اس پر عمل کرنے سے پہلے اسے کتاب وسنت پر عرض کرے اگر موافق ہو، تو بہتر، ورنہ اس پر عمل حرام ہے۔"

حوالہ:۔ "المیزان الکبریٰ" مصنف :۔ امام اجل عارف باللہ، سیدی عبدالوہاب الشعرانی، المتوفیٰ سنہ ۹۷۳ھ، ناشر:۔ مطبع مصطفی البابی، قاہرہ، مصر۔ جلد:۱، صفحہ: ۱۲

ترجمہ ماخوذ از:۔ فتاوی رضویہ، (مترجم) ناشر:۔ مرکز اہلسنت برکات رضا۔ پوربندر، جلد: ۲۱، صفحہ: ۵۵۲ و صفحہ: ۵۵۳

**ઉપરોક્ત અરબી/ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"નિ:શંક, અલ્લાહ તઆલા એ શયતાન ને એવી શક્તિ અર્પી છે કે જેનું નિર્દેશન કરતાં ઇમામ ગઝાલી અને અન્યો એ વર્ણન કર્યું છે કે સાહિબે કશ્ફ (પ્રગટી કરણ જ્ઞાન નો સાધક) આસ્માન, અર્શ, કુર્સી, લોહ, કલમ વગેરે જ્યાંથી ઇલ્મ પ્રાપ્ત કરે છે, તે સ્થળો ની બનાવટી આકૃતિ શયતાન સાહિબે કશ્ફ સમક્ષ ખડી કરી દે છે (અને વાસ્તવ માં તે અર્સ, કુર્સી, લોહ, અને કલમ નથી હોતા. બલ્કે શયતાન નો છળકપટ હોય છે અને શયતાન તે કૃત્રિમ આકૃતિઓ ની ભ્રાંતિ અને ભ્રમ દ્વારા પોતાનું શયતાની શિક્ષણ તેને શીખવે છે) અને તે સાહિબે કશ્ફ તેને અલ્લાહ તબારક વ તઆલા તરફ થી આવેલું ઇલ્મ સમજે છે (ગુમાન કરે છે) અને તેની ઉપર અમલ કરીને સ્વંય ખૂદ પણ ગુમરાહ (વિચલીત) થાય છે અને અન્યો ને પણ ગુમરાહ કરે છે. જેથી દીને ઇસ્લામ ના મહાન ઇમામો એ કશ્ફ નો અનુભવ કરનારા ઔલિયા માટે વાજિબ (અનિવાર્ય) ઠરાવ્યું છે કે જે ઇલ્મ કશ્ફ દ્વારા પ્રાપ્ત થાય, તેના ઉપર અમલ કરતાં પહેલાં તેને કુરઆન અને હદીષ દ્વારા ચકાસે અને જો તે ઇલ્મ કુરઆન અને હદીષ થી સુસંગત અને યોગ્ય પુરવાર થાય તો તેના ઉપર અમલ કરે. નહીંતર એવા અયોગ્ય પુરવાર થનારા ઇલ્મ ઉપર અમલ કરવું હરામ છે.**



**<u>હવાલો :-</u>**

**"અલ-મિઝાનુલ-કુબ્રા" (અરબી) લેખક :- ઇમામે અજલ, આરિફે બિલ્લાહ, સય્યદી, અલ્લામા અબ્દુલ વહાબ શેઅરાની, (ઇન્તેકાલ સ.હિ. ૯૭૩), પ્રકાશકઃ- મુસ્તફા અલ-બાબી પ્રેસ, કૈરો, ઇજીપ્ત, ભાગ નં. ૧, પેઇજ નં. ૧૨**

**<u>ઉર્દૂ અનુવાદ :-</u>**

**"ફતાવા-રઝવીયા" (અનુવાદિત) પ્રકાશકઃ- મરકઝે એહલે સુન્નત બરકાતે-રઝા, ભાગ નં. ૨૧, પેઇજ નં. ૫૫૨ અને ૫૫૩**

**અહીં સુધીના વાંચન થી વાંચક મિત્રો ને ખાત્રી ની કક્ષા માં જાણકારી પ્રાપ્ત થઈ ચુકી હશે કે જાહિલ-આબિદ એટલે ઇલ્મ વગર ખુદા ની ઇબાદત કરનારો શયતાન ના મોહપાશ માં સરળતા થી સપડાઈ જાય છે. શયતાન તેવા જાહિલ આબિદ સમક્ષ અર્શ, લોહ, કલમ વિગેરે ની કૃત્રિમ આકૃતિઓ ખડી કરી દે છે અને ચિત્ર-વિચિત્ર અવાઝો કાઢીને તે જાહિલ-આબિદ ને એવા ભ્રમ માં નાખે છે કે અત્યારે હું જે કંઈ પણ સાંભળી રહ્યો છું, તે બધુ ખુદા તરફ થી છે અને ખુદા પ્રત્યક્ષ એટલે કે ડાયરેક્ટ મને સંબોધન કરે છે. પણ હકીકત એ છે કે તે બધું શયતાન નો ધોકો અને દગો હોય છે. તેને તે જાહિલ સમજી શકતો નથી અને શયતાન ના સકંજા માં આવી જઈને પોતાનું ઈમાન બરબાદ કરી નાખે છે.**

# મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની દ્વારા આરંભવા માં આવેલા નવા ફિર્કા

# કાદીયાની મઝહબ ના બાતિલ અકીદાઓ અને મિર્ઝા કાદીયાની ના

- જુઠા દાવાઓ
- અંબિયા/ઔલિયા ની તૌહીન
- ખુદાઈ દાવો
- નબુવ્વત નો દાવો

## મિર્ઝા ની કિતાબો ના ઓરિજનલ ટાઈટલ અને ઈબારત ના પેઈજ સાથે





# શયતાન ના હાથ ની કઠપુતલી બનીને મિર્ઝાએ કરેલા મહાનતા/નબુવ્વત/વહી અને ખુદાઈ દાવાઓ

મિર્ઝા કાદીયાની ની બુધ્ધિ એવી તો ભ્રષ્ટ થઇ ગએલી અને તે અહંકાર, ઘમંડ અને મહાનતા ના ભ્રમ ના નશા માં એટલો બધો છકાઈ અને વંઠી ગએલો કે તેણે એવા દાવાઓ કર્યા કે જેને સાંભળી ને ફક્ત એટલું જ કહી શકાય કે મિર્ઝાને અને અક્કલ ને બાર ગાઉ નું છેટું હતું.

અમુક દ્રષ્ટાંતો પુરાવા સ્વરૂપે રજૂ છે :-

## <u>મારી વાતો ખાત્રીપુર્વક ખુદાનો કલામ છે :-</u>

મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની ને શયતાને પોતાની મોહજાળ માં સપડાવી ને તેની બુધ્ધિ સદંતર ભ્રષ્ટ કરી નાખેલી અને તેને એવા ભ્રમ માં નાખી દીધો કે તે ખુદા નો રસૂલ છે. તેની વાતો ખુદા નો કલામ છે. જેમ તૌરેત, ઇન્જીલ અને કુરઆન અલ્લાહ નો કલામ છે, તેમ મિર્ઝા ની ઉપર આવતી “વહી” પણ અલ્લાહ નો કલામ છે. <u>એક હવાલો અત્રે રજૂ છે :-</u>

”میں خدا تعالیٰ کی قسم کھا کر کہتا ہوں کہ میں ان الہامات پر اُسی طرح ایمان
لاتا ہوں جیسا کہ قرآن شریف پر اور خدا کی دوسری کتابوں پر۔ اور جس طرح میں
قرآن شریف کو یقینی اور قطعی طور پر خدا کا کلام جانتا ہوں، اُسی طرح اس کلام کو بھی

جومیرے پرنازل ہوتا ہے، خدا کا کلام یقین کرتا ہوں۔ کیونکہ اس کے ساتھ الٰہی چمک اور نور دیکھتا ہوں اور اس کے ساتھ خدا کی قدرتوں کے نمونے پاتا ہوں۔

حوالہ : ”حقیقۃ الوحی“ مصنف:۔ مرزا غلام احمد قادیانی، مطبوعہ:۔ مطبع میگزین، قادیان، سن اشاعت ۱۹۰۷ء، صفحہ نمبر: ۲۲۰

**ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"હું ખુદા તઆલા ના સોગંદ ખાઈ ને કહુ છું કે હું તે ઇલ્હામો (ગૈબી પ્રેરણા) ઉપર પણ તે પ્રમાણે જ ઈમાન લાવું છું, જે પ્રમાણે કુરઆન શરીફ અને ખુદા ની અન્ય કિતાબો ઉપર ઈમાન રાખુ છું. અને જે રીતે હું કુરઆન શરીફ ને નિ:શંક અને ખાત્રીપુર્વક ખુદા નો કલામ સમજુ છું, તેવી જ રીતે આ કલામ ને પણ જે મારી ઉપર નાઝિલ થાય છે, તેને પણ ખુદા નો કલામ વિશ્વાસ પુર્વક સમજું છું, કેમકે મારા ઉપર જે કલામ નાઝિલ થાય છે, તેની સાથે ઇશ્વરીય ચમક અને પ્રકાશ (નૂર) જોઉ છું અને તેની સાથે ખુદા ની કુદરત ના નમૂનાઓ (દ્રષ્ટાંતો) પણ પામુ છું."**

**હવાલો :- "હકીકતુલ-વહી", લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પ્રકાશક :- મેગેઝીન પ્રેસ, કાદીયાન, પ્રકાશન વર્ષ:- ઇ.સ. ૧૯૦૭,પેઇજ નં. ૨૦૨**

**હવાલા માં રજૂ કરેલી ઇબારત ની અસલ કિતાબ "હકીકતુલ-વહી" નો ટાઇટલ પેઇજ આ કિતાબ ના પેઇજ નં. (૬૫) ઉપર આપ્યું છે.**





# હવાલા માં રજૂ કરેલી "હકીકતુલ-વહી" કિતાબ ના પેઇજ નં. ૨૨૦ ની ઇબારત નો ઓરિજનલ પેઇજ :-



بعض اعتراضوں کے جواب ۲۲۰ حقیقۃ الوحی

اِس الہام الٰہی کے ساتھ ایسا دل قوی ہوگیا کہ جیسے ایک سخت دردناک زخم کسی مرہم سے
ایک دم میں اچھا ہوجاتا ہے۔ درحقیقت یہ امر بارہا آزمایا گیا ہے کہ وحی الٰہی میں دلی تسلّی
دینے کے لئے ایک ذاتی خاصیت ہے اور جڑھ اِس خاصیت کی وُہ یقین ہے جو وحی الٰہی
پر ہوجاتا ہے۔ افسوس ان لوگوں کے کیسے الہام ہیں کہ باوجود دعویٰ الہام کے یہ بھی کہتے
ہیں کہ یہ ہمارے الہام ظنّی امور ہیں نہ معلوم یہ شیطانی ہیں یا رحمانی ایسے الہاموں کا
ضرر اُن کے نفع سے زیادہ ہے مگر مَیں خدا تعالےٰ کی قسم کھا کر کہتا ہوں کہ مَیں اِن الہامات پر
اُسی طرح ایمان لاتا ہوں جیسا کہ قرآن شریف پر اور خدا کی دُوسری کتابوں پر۔ اور جس طرح
مَیں قرآن شریف کو یقینی اور قطعی طور پر خدا کا کلام جانتا ہوں اُسی طرح اِس کلام کو بھی جو میرے
پر نازل ہوتا ہے۔ خدا کا کلام یقین کرتا ہوں کیونکہ اس کے ساتھ الٰہی چمک اور نور دیکھتا ہوں
اور اُسکے ساتھ خدا کی قُدرتوں کے نمونے پاتا ہوں۔ غرض جب مجھ کو یہ الہام ہوا کہ الیس اللّٰہ
بکافٍ عبدہٗ تو مَیں نے اُسی وقت سمجھ لیا کہ خدا مجھے ضائع نہیں کریگا۔ تب مَیں نے ایک
ہندو کھتری ملاوا مل نام کو جو ساکن قادیان ہے اور ابھی تک زندہ ہے وُہ الہام لکھکر دیا اور
سارا قصّہ اُسکو سُنایا اور اُس کو امرتسر بھیجا کہ تا حکیم مولوی محمد شریف کلانوری کی معرفت اسکو
کسی نگینہ میں کھُدوا کر اور مُہر بنوا کر لے آوے اور مَیں نے اس ہندو کو اس کام کیلئے محض اِس
غرض سے اختیار کیا کہ تا وُہ اس عظیم الشان پیشگوئی کا گواہ ہوجائے اور تا مولوی محمد شریف بھی
گواہ ہوجاوے۔ چنانچہ مولوی صاحب موصوف کے ذریعہ سے وہ انگشتری بصرف (الیس اللّٰہ بکافٍ عبدہٗ)
مبلغ پانچروپیہ طیار ہوکر میرے پاس پہنچ گئی جو اب تک میرے پاس موجود ہے جس کا نشان یہ ہے
یہ اُس زمانہ میں الہام ہوا تھا جبکہ ہماری معاش اور آرام کا تمام مدار ہمارے والد صاحب کی محض
ایک مختصر آمدنی پر منحصر تھا اور بیرونی لوگوں میں سے ایک شخص بھی مجھے نہیں جانتا تھا اور مَیں ایک گمنام
انسان تھا جو قادیان جیسے ویران گاؤں میں زاویہ گمنامی میں پڑا ہوا تھا۔ پھر بعد اسکے خدا نے
اپنی پیشگوئی کے موافق ایک دُنیا کو میری طرف رجوع دے دیا اور ایسی متواتر فتوحات سے

ઇબારત શુરૂ

ઇબારત પૂરી

# કાદીયાન રસૂલ ના રાજ સિંહાસન નું સ્થળ

મિર્ઝા કાદીયાની એવા ભ્રમ માં હતો કે તે ખુદા નો નબી અને રસૂલ છે. તેને શયતાને એટલી હદે બહેકાવેલો કે તેની બુધ્ધિ સંપૂર્ણપણે ભ્રષ્ટ થઈ ગએલી અને તે શયતાન ના અવાઝ ને પણ ખુદા ની વહી (સંદેશો) સમજી ને ઢંગઘડા વગર ના હાસ્યાસ્પદ નિવેદનો કરતો હતો. તેણે પોતાના જન્મ સ્થળ "કાદીયાન" ને રસૂલ ના સિંહાસન નું સ્થળ (Throne) કહેલું.

''تیسری بات جواس وحی سے ثابت ہوئی ہے، وہ یہ ہے کہ خداتعالیٰ بہرحال جب تک کہ طاعون دنیامیں رہے، گوستر برس (۷۰) تک رہے، قادیان کواس کی خوفناک تباہی سے محفوظ رکھے گا۔ کیونکہ یہ اس کے رسول کا تخت گاہ ہے اور تمام امتوں کیلئے نشان ہے۔''

حوالہ : ''دَافِعُ الْبَلَاءِ وَمِعْیَارُ اَھْلِ الْاِصْطِفَاءِ''،
مصنف :۔ مرزا غلام احمد قادیانی، ناشر :۔ دارالامان مطبع ضیاء الاسلام، قادیان، سن طباعت ۱۹۰۲ء، صفحہ نمبر: ۲۳۰

**ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

"ત્રીજી વાત જે આ "વહી" (ખુદાઈ સંદેશ) દ્વારા પુરવાર થઈ છે અને તે એ છે કે ખુદા તઆલા દરેક પરિસ્થિતી માં જ્યાં સુધી દુનિયા માં 'તાઉન' (પ્લેગ ની બિમારી) રહે, પછી તે બિમારી ભલે સિંતેર (૭૦) વર્ષો સુધી રહે, કાદીયાન ને પ્લેગ ની ખૌફનાક તબાહી થી સુરક્ષિત રાખશે. કેમકે





કાદીયાન તેના રસૂલ નો 'તખ્તગાહ' (સિંહાસન સ્થળ) છે અને બધી ઉમ્મતો માટે નિશાન (દ્રષ્ટાંત) છે."

**હવાલો :- "દાફેઉલ-બલા-વ-મેઆરો-અહલિલ-ઇસ્તેફા", લેખક :- મિર્ઝા ગુલામ અહમદ કાદીયાની, પ્રકાશક :- દારૂલ અમાન, ઝિયાઉલ ઇસ્લામ પ્રેસ, કાદીયાન, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૦૨, પેઇજ નં. ૨૩૦**

આજ થી સો (૧૦૦) વર્ષ પહેલાં પ્લેગ ની બિમારી ખતરનાક સ્વરૂપે ફેલાતી. જે શહેર માં પ્લેગ ની બિમારી ફેલાતી ત્યાં વિનાશક સ્વરૂપ ધારણ કરીને શહેર ના શહેર ને ઉજ્જડ બનાવી ને તબાહી નો હાહાકાર મચાવી દેતી. ઇ.સ. ૧૯૦૧ ના સમયગાળા માં ભારત ના પંજાબ પ્રાંત માં પ્લેગ ની બિમારી નો વિકરાળ અને વિનાશક પંજો ફેલાએલો. આવા સામુહિક આફત ના સમયે પણ મિર્ઝા પોતાની મહાનતા ના બણંગા ફુંકવાની તક ઝડપી લેતો. તેણે ઉપરોક્ત ફકરા માં એવી ડંફાશ મારી છે કે જો સમગ્ર વિશ્વ માં સિંતેર (૭૦) વર્ષ સુધી પ્લેગ ની વિનાશક બિમારી પોતાનું રૌદ્ર સ્વરૂપ ધારણ કરે, તો પણ જ્યાં હું વસવાટ કરૂં છું, તે સ્થળ કાદીયાન પ્લેગ ની બિમારી થી સુરક્ષિત રહેશે. કેમકે હું ખુદા નો રસૂલ છું અને કાદીયાન માં વસવાટ કરૂં છું. જેથી કાદીયાન ખુદા ના રસૂલ ના સિંહાસન સ્થળ હોવાના કારણે પ્લેગ ની બિમારી થી સુરક્ષિત અને સલામત રહેશે.

